કવિ શામળભટ્ટની બનાવેલી

# ગુલબંકાવલીની વારતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૩ જી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૩—સને ૧૯૧૭.

અમદાવાદમાં ખમાસાને ચકલે થી "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ મેંડાંવાળાએ છાપ્યું.

કિંમત ચાર આના.

(૧૦૫૭)

# ગુલબંકાવળીની વારતા.

## મંગળાચરણ—દોહરો.

શ્રી ગણપતી આરાધીએ, પુજુ બેઉ કરજોડ,
સહુ મળી કરી કરૂણા કરો, કોઇ મા દેશો ખોડ. ૧
સરસ્વતી મા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂં હું જાણું નહી, કૃપા તમારી બુદ્ધ. ૨
પ્રથમ ઇષ્ટદેવને પરણમુ, જેવી મુજપર સહાય,
કરૂણા કરો હું કરગરૂ, આ ગ્રંથ માલનો થાય. ૩

ચોપાઇ—સીરકસ્તાન નામે એક ગામ, જલદસંગ રાજાનુ નામ રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખત છે તેને ઘેર. વરણ અઢારે વાસો રહે; શોભા ઇંદ્રના સરખી વહે; રાજાને પ્રધાનજ સહી, તે પણ અતી ડાહ્યા છે તહી. તે રાજાને રાણી એક, તેહ તણો શું કહું વીવેક; તેને પુત્ર પ્રગટયા છે ચાર, તેની શોભાનો નહી પાર. ફરી પુત્ર જનમીયો એક, તેના લેખ કર્યા વીવેક; જોશીએ રાજાને કહ્યું તે લેખમાં એક કઉતક થયું, ત્યારે રાજા બોલ્યા વાણ, કહો જોશીજી ચતુરસુજાણ; સાંભળી જોશી કહે રાય, લેખ સુણો મહીમાય પુત્રનું મુખ જોશો જ્યારે, આંખે અંધ થશો તમો ત્યારે, ત્યારે રાજા ચમકયો મન, જોશી કહે તે સત્ય વચન.

દોહરા—રાજાએ વજીર તેડાવીયો, કહી માંડીને વાત, કહે વ-

જીર હવે શું થશે, કાર્ય શું કરવું બાત. ૧ પુત્રનું મુખ જોવું નહી, શું છે પુત્રનું કામ, મુકો એને વન જઈ ન આવે આ ઠામ. વજીર તમે ચોકી કરો, ના મુકો વીલો એહ, જાળવજો જુગતે કરી, સાચુ કહુ છું તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો, ગયો વન મોઝાર; બાર ગાઉ ઉપર જઈ કરે જતન અપાર. ૪

ચોપાઈ—એ વાત તો અહીંથી રહી, ઘેર રાજાની શી ગત થઈ, વજીર ગયા પછી શું થયું, પેર તેહની પ્રીતે લહુ. એક સમે પોતે રાજન નીકળ્યા મીજબાનીએ વન; ભુપ બેઠો વાડીમાં જઈ ખાનપાન કરે છે સહી. પછી નીકળ્યો મ્રગીયા બહાર, સાથી પોતે તેડયા સાર. સાથે સાથી તેને રહી, સીકાર રમવાની ઇચ્છા થઈ. મરઘ એક દીઠુ વન મોઝાર, સાંધ્યું બાણ મુકયો તોખાર; જાણે ઘાયલ કરૂ આવે લાગ, નાસે હરણ તે અથાગ. પુંઠે રાયે મુકયો તોખાર, નાસે વન મોઝાર; સાથી સહુ પછવાડે રહ્યા, રાજા હરણના પુઠે ગયા. સાત જોજન તે નાઠુ જાણ. તે હરણના લીધે પ્રાણ; અશ્વ રાખ્યો ઉભો તે ઠામ. થઈ ગયું રાજાનું કામ. પુત્ર પાંચમો તાજલમુખ નામ, જેને નીજ તજાવ્યું ગામ, મુખ જોયે અંધજ થાય જાણી કહાડયો જંગલ માંય, એક દીવસ પ્રધાનજ સહી, શીખનાં વચન કુંવરને કહી; તેથી ક્રોધ ચડાવી કરી, આવ્યો સુત વન ભમતો ફરી. તેના જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટાળે નહી ટળ્યા, દીઠો આવતો રાજકુમાર. જાણે બીજો ઈંદ્ર અવતાર. ધન્ય ધન્ય એ જનુની તન, જેની કુખથી થયું રતન; દ્રષ્ટ ભરી જોયો જેટલે રાજા અંધ થયો તેટલે.

છપ્પો—ટળશે ભુંડી ભુખ, કંઇક ઉદ્યમ કરવાથી, ટળશે અંતરનો ભેદ, દેશપરદેશ ગયાથી, ટળશે દેહમાં રોગ, રોજ ઓસડ કરવાથી, ટળશે દુરબળ દેહ, ગ્રહો જપ તપ કરવાથી; પુન્યો તો પાપ ટળે

સહી, મહાજનો કહે છે કથી; કવીજન મુખ વાણી કહે, લખ્યા લેખ ટળતા નથી. જાય જોરાવર શરણ, મેરૂ ઉપર જઈ બેસે; બેસે ગીર ગુફાય, જાય દેશ કે વીદેશે: પેસે જો પાતાલ, આપ આકાશે જાયે. જાય શેષને શરણ, રહે વચે દળ માંયે, જોગી થઇ જંગલ ભમે, અનેક ઉપાય કરો કથી; કવીજન કહે સત માનજો, લખ્યા લેખ ટળતા નથી.

દોહરો—પુત્ર જાણે કોઇ રાજવી, રાય જાણે રાજકુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી ચાલ્યો અસવાર. ૧ નજર ભરીને નીહાળીયું અંધ થયો અશ્વ ને રાય; લખ્યા લેખ આવી મળ્યા. શાસ્ત્ર ખોટાં કેમ થાય, ૨ રાજાએ મન વિચારીયું એ મત મહારો જાણ; જો- જોગીએ કહ્યું નિશ્ચે થયું, મે નિશ્ચે કર્યું પ્રમાણ. ૩ શોકાતુર મનમાં થયો તેને દુખ તણો નહી પાર; જાવા મારગ સુઝે નહી, વજીર આવ્યો તે ઠાર ૪ પ્રધાન જે પોતા તણો, સુખમળ જેનું નામ; પુત્રને શોધવા નીસર્યો, આવી પહોંચ્યો તે ઠામ. ૫ આવીને ઉભો રહયો કરી દંડ પ્રણામ, રાજા કંઇ નથી દેખતો. વિચાર્યું તે ઠામ. ૬ રાજા કેમ નથી બોલતા, મેં તમને કર્યા પ્રણામ, તમને અડસટે ઓળખ્યા કયાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ, અંધ થયો હું જાણ; રાજકુંવર દીઠો અહી, તેહ પુત્ર નીરવાણ. છુટો કેમ મુકયો તમે, અહીં કેમ આવ્યા આપ; મારી શીખ માની નહી; નડયાં કરમનાં પાપ. ૯ શોકાતુર સરવે થયાં, સુણી આવાં વચન; પછે તેડી આવ્યા પુરવીખે, સેન્યા સહીત રાજન ૧૦ વારતા ચાલી પુરવીખે, પામ્યા શરીરે દુખ, પાપી પુત્ર પેદા થયો, દીઠું તેનું સુખ. ૧૧ ત્રાહે ત્રાહે સઉકો કરે, વરણ અઢારે લોક, નીંદા કરે સહુ પુત્રની, ધરે છે મનમાં શોક. ૧૨ રાજા ચાલી ઘેર ગયા, તેને દુખ તણો નહી પાર. ભરી સભા બેઠા સહી, સરવે ક્યાં જુહાર. ૧૩

બેશી પંડીત ને વેદીયા, વઇદ વિપ્ર અપાર; આશીર્વાદ કીધા સહી. મુખ બોલ્યો તે ઠાર. ૧૪ શાસ્ત્ર વચન સાચાં થયાં, અંધ થયો હું આંય. પાછાં નેત્ર આવે મુને, એવો છે ઉપાય? ૧૫ ત્યારે વીપ્ર સહુ બોલિયા વઇદક શાસ્ત્રનું કામ પુછો તેડી ધનવંતરી, તે પુરે મન કામ. ૧૬

ચોપાઇ—વચન વીપ્રનાં મનમાં ધરી, વઇદ સભા રાજાએ કરી; મુલક મુલકના હકીમના જેહ, તેડાવ્યા સહી આણી નેહ ભરી સભા સહુ બેઠા સાથ, રાજા બોલ્યા જોડી હાથ; કયે પ્રકારે પામુ આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરો શાખ મારે ધનવંતરી સહુ તમો, નિશ્ચે કરીને બોલ્યા અમો, એમ કહીને નમાવ્યું શીશ, ત્યારે વઇદ બોલ્યા દશ વીસ અનેક ઉપાય કરશો રાય, તોયે આંખ સારી ન થાય; લખીત વાત એ નીશ્ચે થઇ, દેખતો કરનારી છે નહી. ગુલબંકાવળી પુષ્પજ સાર તેહ મળે તો થાય કરાર. સાત જન્મનો અંધજ હોય, ભડકે ફુલ કે નજરે જોય. તે મળે તો કામજ થાય, બાકી બીજો નથી ઉપાય, એવાં વઇદકનાં સુણ્યાં વચન, હરખ્યું ઘણું રાજાનું મન. ખોળ કરાવી અપરમપાર, સોધવા મેકલ્યા ઠારે ઠાર. જે લાવે બંકાવળી ભાળ, તે નરને હું કરૂં નિહાલ. અખુટ ભંડાર ભરાવું વાસ; વજીર કરીને રાખુ પાસ, સહસ્ત્ર જન થયાં તૈયાર, શોધવા નીકળ્યા ઠારેઠાર. પાહાડ પરવત જોયા બહુ ઠામ, પણ ના મળે બંકાવળી નામ; પુરવ પશ્ચિમ ઉત્તર દક્ષિણ સહી, કાંઇ જોવામાં બાકી નહી. નીરાશ થઇ પાછા આવીયા, કાંઇ ભાળ તો ન લાવીયા. લાચાર થઇ બેઠા સઉ સાથ, ત્યારે ઘસ્યા રાજાએ હાથ અરે દઈવ આ તે શું થયું વઇદ વચન તો મિથ્યા ગયું. કયાં જાવું હવે શું કરૂ, દેહત્યાગ કરીને મરૂ. અંધ તણો ધીક અવતાર, લાચાર થઇ બોલ્યો તે ઠાર.

દોહરો—લાચાર થઇ વાણી કહી, ત્યારે ઉઠયા સુત ચાર પાશે જઇ ઉભા રહ્યા, કરી વાતને જુહાર. ૧ ઓસીગણ થાશું અમો, બતરીસ લક્ષણા તંન, બંકાવલીને લાવીએ, મુખ બોલ્યા એમ વચન

૨ ચતુરાઇએ શોધી લાવશું, ઓસીંગણ થાશું તાત; રજા આપો અમને તમો, બોલ્યા સભામાં વાત. ૩ રાજા કહે હું અંધ થયો, વળી તમો જાવતો તંન; ધીરજ કેમ ધરી શકું, કેમ મળીશ મુજ મન. ૪ થોડા દીવસમાં આવશું, નીશ્ચે કરીશુ કામ; માટે રજાઆપો તમે, આ વેળા આ ઠામ ૫ નથી આશરો બીજા તણો, સરવે બીચારાં રાંક, અમવીના કામ સરે નહી, એ નીશ્ચે આડો આંક. ૬ સભા સરવે વાણી વદે એ બત્રીશ લક્ષણ તન, લાવે તેમાં સંદેહ નહી, એમ બોલ્યા સરવે વચન. ૭ ધીરવીર મહા પરાક્રમી, બુધ શીરોમણ સાર, એ ચતુરાઇથી પેદા કરે, એ ગુણ તણા ભંડાર. ૮ ત્યારે રાજાએ હીમત ધરી બોલ્યો તેણે ઠામ; લ્યો ખજાનો અતીઘણો સીદ્ધ કરો એ કામ. ૯ હસ્તી પાંચ અઇરાવતી પાંચસે અશ્વાર, ખજાનો આપ્યો અતી ઘણો, કહેતાં ન આવે પાર. ૧૦ શુભ મહુરત જોઇ નીસર્યા કુચ મુકામે જાય, એ વાત રહી એટલે, બીજો કહુ મહીમાય.

ચોપાઇ—તાજલમુજને ખબરજ થઇ, પીતા અંધ થયો મુજને જોઇ, તેહની ચરચા મારે જોવી સહી. એ વાતમાં સંદેહ નહી મળ્યા જંગલમાં મુજને તાત, સાચી માની કુંવરે વાત, ધીક્કાર પડયો મારો અવતાર, મુજ શીર બેઠી મોટી ગાળ, ધીક્કાર પડયું એ મારૂ રૂપ, જોઇ પડુ હું મોટે કુપ. શું મુખ લઇને હું ફરૂ, માટે વીખ ખાઇને મરૂ. એ વીચાર કર્યો જેટલે, કાસદ એક આવ્યો તેટલે, તેણે મુખથી વાણી કહી, રાજાના કુંવર આવ્યા છે અહીં. બંકાવલી લેવા કારણે, ઘર તજી નીકલ્યા બારણે. તે મળે તો રૂડુ થાય, તો એ દેખે રૂડો રાય. એવાં વચન કાસદનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી. વીચાર કર્યો પોતાને મન, હું જઇ મળુ મુજ બાંધવ જન, પછી પાર હું તેહનો લઉ, તે પ્રમાણે હું પણ જાઉ તારી

ઉપર થયો અસવાર, મારો ઘોડો ન લાગી વાર. મુકામ કરી રહ્યાં-
તાં જ્યાં તાજલમુખ આવી પોહોચ્યો ત્યાં; ઘોડા મધે ઘોડા સહી,
કોઇએ તેને ઓળખ્યો નહી, એક સઇયદ તેના લશ્કર મહી, તેણે
પુછયું રાજકુંવરને જઇ, કોણ છો તમે બાળે વેશ, કેમ નીકળ્યા છો
પરદેશ. ત્યારે તે નર બોલ્યો બોલ, જાણે જીભ્યા અમરતની તોલ
પંથી મુસાફર થીએ અમો, પુછો છો તો સુણજો તમો. નથી ભાઇ-
બંધ સજન સાથ, તમ શરણે આવ્યા ઝાલો હાથ. ત્યારે બોલ્યા
સૈયદ સહી, ચીંતા ફીકર કાંઇ કરવી નહી. સુખે રહો અમારી પાસ,
લશ્કર સ્વાધીન કરજો વાસ.

દોહરો—એમ અરસપરસ વાતો કરે; રહયા તેને સાથ, પ્રા-
તઃકાળ તહાં થકી સૈન્ય સંગાતે જાય, ઘણા પંથ કાપ્યા સહી.
એમ કરતાં આવ્યું એક ગામ, દેરા તંબુ તાણીયા, કીધા સરવે મુ-
કામ તે નગર તણી શોભા ઘણી, કહેતા કહી નવ જાય, નવ નવા
મેહેલ શોભી રહયા, દીસે ઘણી શોભાય, રાજા ત્યાંના સતવાદીઓ,
પ્રજા તણો પ્રતીપાળ, દુઃખ નહી દેશમાં. શોભા અપરમપાર. ૪ તા-
રીફ સુણી એવી શાહેરની, હરખ્યા સઉ તે ઠામ, ચાર ભાઇ તે ચ-
તુર નર, જોવા લાગ્યા તે ગામ. ૫ દરવાજા પોળ ને બારીઓ ગલી
કુંચી ને બજાર, જળહળ જોત ઝળકી રહી શોભા ઠારોઠાર. ૬
જોતાં જોતાં આવીયા, જયાં ભર્યા બજાર, ત્યાં એક મેહેલ દીઠો સહી,
તેની શોભાનો નહી પાર. ૭ છજાં ઝરૂખાં રાવટી, સહુ મેનાકારી
કામ, ચક નાંખ્યો છે જરી તણો. જાણે ઇન્દ્રપુરીનું ધામ. ૮ ઢોલ
દીઠો એક બારણે, ત્યાં છે સુંદર કામ, ત્યાં સુંદર નાર એક અવ-
નવી ને ઉંચા બહુ અવાસ. ૯ ચારે ભાઇ માહા ચતુર છે, પુછે
તેડીને પાસ, આ મહેલ છે કોણુ તણો, કોણુ છે એની જાત. ૧૦
આ ઢોલ મુકયો શા કારણે, એ સંદેહ સરખી વાત. ૧૧

ચોપાઇ—એ રીતે ચારે બોલ્યા વાત, ત્યારે જોડયા પેલે હાથ એ તો ગુણકા કેરૂં છે દ્વાર, રાજદ્વારથી શોભા સાર. દેવાંગના છે સુંદર રૂપ, નામ કન્યાથી શોભા અનુપ, પદમની હંસની ચીત્રીની નાર, તેને ગણુતી નથી લગાર, જાણે ઝળકે જળહળ જોત, ઉદેકર શોભે ઉદોત મોહની રૂપ છે સુદરી, પૃથ્વી ઉપર એક અવતારી. લાખી ગુણકા એનું નામ, ઘેહેલું કીધું સઘળુ ગામ, લાખ રૂપીયા આપે જેહ, મુખ વીનતાનું વીરખે તેહ, પ્રથર દ્રવ્યના ઢગલા કરે, પછે દાંડીયા કરમાં ધરે, એક લાખનો એકજ નાદ, વીનતાને કાને પડે સાદ. સુણી સાદને દે છે માન, દાસી સાથે મોકલે છે પાન; તેડી જાય છે મેહેલની માંહી, જે કહેશે તે કરશે તહી દ્રવ્ય હોય તો નાદજ કરો, નહી તો મારગ માંહી પરવરો, એવાં દાસીનાં સુણી વચન, વીચાર કરવા લાગ્યા મંન, એટલો તોલ રાખે સુંદરી, જોવી એને નજર ભરી, લાખ રૂપઇયાનો એક ઢોલ. તે પ્રમાણે જોવુ તોલ પાસે દ્રવ્ય તેને શી વાર. ચાર ઢગલા કરાયા તે ઠાર, પછે ડાંડીયા લીધા હાથ, અવાજ કર્યા ચારે જણ સાથ. લસ્કર પડયું પાદરે સહી, ચારે આવ્યા ગુણકાને તહી. તાજલમુખ રહ્યા લસ્કરની પાસ, ચારે આવ્યા ગુણકાને અવાસ.

દોહરો—કીધો નાદ ચારે જણે, થયુ વિનતાને જાણ. પ્રસન્ન થઇ ઘણું કામની, બોલી મુખે વાણ. ૧ કો નર આવી પોહોતા સહી, દાસી દે જઇ માન, તેડી લાવો મુજ આગળે, આપો ફોફળ પાન. ૨ એવાં વચન દાસી સુણી, ઉતરી તેના વાર, સોળ સજ્યા છે શોભતા, તેની શોભાનો નહી પાર, ૩ જુહાર કર્યા નીચી વળી. બોલી મુખથી વાણ; ભલે પધાર્યા રાજવી, છોજી ચતુ સુજાણ ૪ શેઠાણી મરી તેડે સહી, મોકલ્યાં બોડાં પાન, ચતુરને ચતુર મળે, એમ કહીને દીધું માન ૫ તેડી ગઇ તે તારૂણી. ચરે ચતુરસુજાણ

બેઠક મધે લાવી સહી; ત્યાંહા શોભે રૂદીઓ ભાણુ. ૬ પાટ પરવાળી તણો, જડીત હીંડોળા ખાટ એ વિશ્વકર્માએ રચના રચી ઘણી ચોભા છે ઘાટ ૭ એક વીનના દીઠી બેઠી તહી, તેની શોભાની પારજ નહી, જેવી કાને સુણી હતી, તેવી સુંદર નાર. ૮ મ્યાનેણી કટી કેસરી, શોભે સકલ અવતાર જાણે વીજળી જબકી રહી, વદન કમળ આકાર. ૯ ઘણી ચપળતા નારની, ભુખ તણી ભંડાર, શોળ વરસની સુંદરી, દેખે છે ચતુર નર ચાર. ૧૦ વીનતા ઉંડી ઉભી થઇ બોલી હાસ્ય વચન, ભલે આવ્યા પ્રથ્વીપતી ઘણું રીજયું મારૂ મન ૧૧

ચોપાઇ—વીનતા બેઠી ઉભી થઇ, જોતાં ચારની શુધ નવ રહી આપી ખુરશી દીધાં માન, તે વીનતાએ આપ્યાં પાન. કંઠે નેત્ર ચપળતા કરી. ચીત ચારેનાં લીધાં હરી, ચારે ચતુરાઇ ભુલી ગયા, જોઇ વનીતાને વ્યાકુળ થયા. વીનતા બોલી મધુરી વાણુ, ભલે પધાર્યા ચતુરસુજાણુ. કાંઇ આજ્ઞા અમને દીજીએ, તમે કહો તે અમો કીજીએ. એવાં વચન વીનતાનાં સુણી. ચારે જણે વાણી ભણી. લાખ રૂપીયા ઇચ્છો છો તમો, તે કારણ પુછીએ અમો ત્યારે વિનતા બોલી વાણુ, સુણજો ચાને ચતુરસુજાણુ. મહારે રમત રમવાના કોડ, પરઠું પહેલી નરશુ હોડ. ચોસાર તણી રમત છે જેહ રમત રમવા આંણી નેહ, જો હારૂ તો તો સર્વે દઉં, દાસ થઇ તેની પાસે રહુ. જે નર હારે આ ઠાર, તોં તો કાડી મુકુ બહાર, હારે તો દ્રવ્ય મુકીને જાય, જીતે તો મુજ સ્વામી થાય બત્રીશ લક્ષણા તેનું છે નામ મુરખ શું સમજે આ ઠામ. એવાં વચન વિનતાનાં સુણી વીમાસણ થઇ ચારને ઘણી. ગમે તેવી પણ આખર નાર, એને જીતતાં કેટલીવાર, વારા ફરતી રમશે સહી, જે જીતશે તે વરશે લેઇ. એવો મનમાં કર્યો વિચાર, માંડી બાજી નવ લાગી વાર.

દોહરો—માંડયા પાટ કંચન તણા, ચતુરંગી સોગઠી સાર,

વીનતાઓ ત્યાં મુકીયા, આવીને બેઠી નાર. ૧ બિલાડીને શીર દીપક ધર્યો, પછે બોલી મુખથી વાણ, હવે વારાફરતીરમો સહી, તમો છો ચતુર સુજાણ ૨ જીતે તેની હું તારૂણી, હારે તેના લેઉં દામ, એમ કહી બેઠી સહી, વીનતા તેણે ઠામ. ૩ એવાં વચન વિનતાનાં સુણી, રીસ ચડી અપાર, તે મધેથી ઉઠયો, બેઠો સનમુખ નાર. ૪ ઘણે ઠેકાણે ફર્યા તમો, તે આજ મુકશો માસ, એમ કહી પાસા સહી, નાખ્યા તેણે ઠામ. ૫ સાચવે નજર એક એકની, નાંખ્યા દઇ દાવ; ચાતુરી મલાવે ચોગણી, રાખી મનમાં ભાવ. ૫ ગમે તેવી કરે ચાતુરી, પણ પડે છે અવળા દાવ, વીનતાંની જીત બાજી થઈ, તેને હઇડે હરખ નવ માય. ૭ એક હાથ બાકી રહયો, જો પડે પાસા પોબાર. તો તો જીતે તારૂણી. હારે રાજકુમાર. ૮

ચોપાઇ—પડયા પોબાર ને જીતી નાર, રાજકુમાર હાર્યો તે ઠાર; ઉતરી ગયું પછે મુખનું નીર, આધા જઇને બેસે વીર, બીજો બાંધવ ઉઠયો સહી, વીનતા સનમુખ બેઠો જઇ: તેણે પાસા લીધા હાથ, રમવા લાગ્યો વીનતાની સાથ. તે પણ હાર્યો જોતાં સહી, તેની હોંશ પણ પોંતી નહિ, ત્રીજો બોલ્યો વાણ, ઉઠી બેઠો ચતુર સુજાણ મુજને કોઇ જીતીન જાય, નથી સુંઠ ખાધીકોની માય, એમ કહીને પાસા લીધ, રમત હતી તે જારી કીધ. ઘણી ચતુરી કિધી સાર તે પણ હાર્યો ન લાગી વાર, ચોથાએ ચતુરાઇ બહુ કરી, તે પણ જીતી લીધો સુંદરી. ચારે નરનાં ઉતર્યાં મન, હળવા પડયા જેમ પીંપળપાન; રાંડના જીત્યા જાણુ ફોક, હસશે પુરના સઘળા લોક, એવો મનમાં કર્યો વીચાર, ફરી રમવા માંડયું તેઠાર. ચચાર લાખની પાડી હોડ, સોળ લાખ ભરા તે ડોર. સોળ ચારને લાવે સહી, નહી તો સોળની આશા નહી; એમ વીચારી પોતાને મન, રમવાને બેઠા તે દીન. વારા ફરતી હાર્યા ચાર, જીતી ગુણકા નવ લાગી વાર. હાર્યા જુગારી

બમણું રમે, બુદ્ધી ભ્રષ્ટ થઇ તે સમે. વળી મનમાં કર્યો વિચાર, વિનતા પ્રતે બોલ્યા ચાર; હાથી ઘોડા ધનને માલ, લખી આપ્યું તેને તતકાળ. હારિયે તો સરવે દીજીએ, જીતિએ તો તારૂણી લિજીએ, એમ કહી રમ્યા તે ઠાર, તે પણ જીતી લીધું નાર કાંઇ હોડ કાઢો આ ઠાર, નહીતો મેહેલેથી નિકળો બહાર. સુણીને વચનને લાગ્યું દુઃખ, બોલ્યા ચાર જણા તે મુખ. ચોથી રમત રમિયે અમો કરીયે હોડ તે સુણજો તમો, જો હારીએ તો થઇએ ગુલામ, નહિ તો તને કરિએ એ દામ. એમ કહિને રમીયા તહી, વિનતા તે પણ જીતી ગઇ ઝાંખા થઇને બેઠા તહિ. પછી વિનતાયે વાણી કહિ.

**દોહરો**—હાર્યા ચારે ચતુર નર, હાથી ઘોડા ધનને માલ; ગુલામત ખત લખી આપીયું, પછે કેદ કર્યા તે ઠામ તે ગઇ વાત તે ગોંદરે, લસ્કર પડયું તે ઠાર, હાર્યા ચારે રાજવી, જીતિ ગુણકા નાર ૨ ગુલામ થઇ તે તો રહ્યા નવ પોતી મનની આશ; એકે અરથ સર્યો નહિ, એક થયા નિરાશ. ૩ એવી વાત સર્વે સુણિ, મનમાં પામ્યા દુઃખ; નાઠું લસ્કર ત્યાં થકી, ઉતર્યાં સરવનાં મુખ. ૪ તાજલમુખ રહ્યો એકલો બાકીએ તજીયુ ઠામ; દુઃખ ધરી મનમાં રહ્યો શું કરવું હવે કામ. ૫ નામ બોળ્યું ચારે બંધવે, લગાડી કુળને લાજ; ગુલબંકાવળી લાવતાં કરે ગુલામિ કાજ. ૬ પરમેશ્વર પ્રતાપથી જીતું ગુણકાની જાત; છોડાવું મુજ ભ્રાતને પછિ લખીત પદારથ વાત. ૭ કરતા હરતા કિરતાર તું. મુજથી કાંઈ નવ થાય, એમ વિચારી મન વિશે આવ્યો નગરી માંય ૮ શેરી ચવટાને ચાવડી જોયા ચોક બજાર; ફરતો ફરતો આવીયો, એક અમીરને ઠાર. ૯ મોટો મેહેલ નવ ટુંકિનો દવાર બેઠા દરવાન; દીઠો તેણે રાજવી દીધાં ઝાઝાં માન. ૧૦ કોણ દેશથી આવિયા, શું છે તમારૂ નામ. બત્રીશ લક્ષણા દિસો તમો શું ધારો છો કામ. ૧૧ ત્યારે રાજકુંવર મુખ બોલીયો

અમો મુસાફર જાત, આ મેહેલ છે ભાઇ કોનુ તણો, એટલી પુછું છું વાત. ૧૨ ત્યારે દરવાને વાણી વદી, એ અમીરતણું છે ધામ; બુધી ઘણી બહુ ચાતુરી, ઘેર ઘણા છે દામ. ૧૩ ત્યારે રાજકુંવર મુખ બોલિયો, એક કરો મુજ કામ; અમીરને જઇને કહો એક મુસાફર આવ્યો મુકામ. ઉમેદવાર મળવા તણો ઘણી ઇચ્છા મન માંય; હુકમ કરો તો આવીયે, એમ કહો જઇ ત્યાંય. ૧૫

ચોપાઇ—એવાં વચન દરવાને સુણી, ગયો ત્યા અમીરના ભણી; સનમુખ રહીને કરી સલામ, પછી અરજ કરી તે ઠામ. મુસાફર એક આવ્યો દ્વાર. તેમાં રૂપ છે અપરંપાર, બત્રિશ લક્ષણી છે જાત, તેણે એક કહાવી છે વાત, અમીર સાથે મળવું છે સહી, એવી તેણે વાણી કહી. એવાં દરવાનનાં સુણી વચન, હરખ્યું તે અમીરનું મન તેડી લાવો માહરી પાસ. મોકલ્યો તેડવા તરત દાસ; આવ્યો સેવક તેણી વાર, કરજોડીને કર્યો જુહાર, અમીર હમારા તેડે ત્યાંય, બેઠા રંગ મેડીની માંહ માટે ચાલો હમારી સાથ, એમ કહીને જોડયા હાથ સભા કરી બેઠા છે જયાંય રાજકુંવર જઇ પહોંચ્યો ત્યાંય; રાજ રીતથી કર્યા જુહાર, અમીર રીઝયો અપરમપાર, મુખ શોભે જાણે ઉગ્યો સુર. એવુ રાજકુંવરનું નુર, ઘણી શોભા ને રૂપ વિશાળ, તે જોઇ ને ઉપન્યુ વહાલ; પાસે બેસાડી દીધું માન, મુકયાં આગળ ફોફળપાન, કયાંથી આવ્યા ને કયાં રહો, કામ કાજ અમસરખુ કહો, બાળપણામાં જોબન વેશ કેમ નીકળી આવ્યા પરદેશ, રાજકુંવર મુખે બોલ્યો બોલ જાણે જીભ્યા અમરતની તોલ, પુરવ દેશ વસીએ અમો; પુછો છો તો સુણજો તમો. જાણે ક્ષત્રી કેરા તન, નથી માત પીતાને સજ્જન; ઊંચ આભ નીચી ધરતી સહી એ વીના બીજુ કોઇ નહી ઉમેદવાર ચાકરીનો જાણ, જયાં અંજર ત્યાં રહેશું નીરવાણ; જે ફર-

આવે તે કરવું કામ, બત્રીશ લક્ષણુ મારૂં નામ એવાં વચન અમીરે સુણી ખુશાલી વધી મનમાં ઘણી; મુજ પાસે તમે સુખે રહો મન ગમે તે મુસારા લહો, ખાવ પીવોને મોજો કરો, શહેર બજારમાં સુખે ફરો, એમ કહીને રાખ્યો પાસ પોતી મનડા કેરી આશ.

દોહરો—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યો રાજકુમાર; ભોજન કરે મન ભાવતાં જઈ બેસે દરબાર, ૧ હાસવીનોદને ચાતુરી કરે રાગને રંગ; ચતુરાઇ ચલાવે ચોમણી જપ્ય અમીરને સંગ ૨ શેતરંજ ગંજીફા શોગટાં રમે અમીરી પાસ, એક ઘડી વીસા મુકે નહી તેને દીઠે મનડુ હુલાસ, ૩ પાછલો દીવસ ઘડી એક રહે; તે વખત નીસરે બહાર બજારમાં ફરી કરી ઘેર આવે રાજકુંવર, ૪ એ કરતાં દીન વીત્યા બહુ; પછી કીધો મન વિચાર આમ બેસી રહે સીધ્ધી નહી, અમીરના ઘર મોઝાર; પછી એક સમે બોલ્યો સહી, અમીર પ્રતે તે વાત, શોદાગર એક મીત્રથી પ્રીત ઘણી મુજ ભ્રાત, બબે ઘડી જાવા તણી, માહરા મનની હામ; હુકમ હોય જો તમ તણો તો જાઉં તે મુકામ ૭ અમીર કહે સુખે પરવરો એ વાતેમુજ મન ઝાઝી વાર કરશો નહિ; એમ મુખે બોલ્યા વચન ૮ વારૂ કહાને નિસર્યો ફરે તે નગર માંય; ચોરસ રમે છે ચતુર નર. જઇને તેને ત્યાંય. ૯ માન દીધું સરવે મળી પુછે છે સમાચાર; ઘટે તેવો ઉતર કહયો સહુ હરખ્યા અપરમપાર. ૧૦ ચાર ઘડી બેઠો સહી જોયો સઘળો ખ્યાલ; જુહાર કીધો સરવે, ઉઠયો પોતે તતકાળ. ૧૧ ચતુર નર બોલ્યો સહી, આવજો નીત આ ઠામ; મુકામ છે તમ તણો, એમ કહીને કરી સલામ ૧૨ પાછો આવ્યો મુકામ તે કરયાં ભાવતા ભોજન; પછી અમીરને રીઝવ્યો, એટલે આથમ્યો દન ૧૩ રજની વીતી રંગમાં ઉદે થયો સવાર: ત્રણ પેહોર કરી ચાકરી

ગરો મીત્રને દ્વાર. ૧૪ ચોકસની બાજી રમે, ભલાં ખેલાડી સાથ;
માંગ્યા દાંવ લાવે સહી, એવા એના હાથ. ૧૫

ચોપાઇ—ભલા ભલા નદ આવે તહીં કોઇ તેને જીતી જાય નહિ, મુકામ સહુના અહંકાર, એવો ખેલાડી અપરંમપાર. ઘણા દિવસ રમત રમીયો સહી સાબેત રમત કિધિ તહી, પછિ વિચાર્યું મન મોઝાર; હવે જાણ ગુણકાને દ્વાર. તેના ઘરની ચરચા જોરૂ માસ મનનો સંદેહ ખોરૂ; કોણ પ્રકારે જીતે નાર, તેનો પુછી કાહાડુ પાર. ભેદ પ્રપંચ કરશુ આજ, તોતો સરસે મારૂ કાજ, નહિ તો કામ થવાનું નથી, હીંમત મુકે શું થાય. એવું વિચારી મનની માંય, ગુણકાના ઘર આગળ જાય, નિકળી ઘરમાંથી એક નાર, ઘણી વૃદ્ધ છે અપ્રમપાર. જેસ્ટીકા કારમાં ઝાલી ખરી મદમાતી ચાલે સુંદરી; એક ચતુર નર ઉભો છે બહાર, તેને પુછી જોયું તે વાર આ ઘણી વૃદ્ધ ડોશાની કાય, નથી ચાલતા એના પાયઃ સજન સહોદર છે કે નહિં; એ વૃદ્ધપણે દુઃખ પામે સહી. એવાં કુંવરનાં સુણી વચન હસીને બોલ્યો તે મન; આ લાખી ગુણકાંનો ધામ, એના ઘરમાં ઘણા છે રામ. તે આડે શીને છે હાથ, એમને પુછી કરે છે વાત; સહુ મુસાફરને લાવે અહીં, રંડાને દયા ન આવે મન માંહી. તેવા ફળ ભોગવે છે કાય. તમો શુ જાણો વારતા રાય, તમો જાતે મુસાફર સહિ, આજ તે કાલે નહિ. એમ કહિને હરયો તે ઠાર, મનમાં હરખ્યો રાજકુમાર. સલામ કરી ત્યાંથી નિકળ્યો, આગળ જઈ ડોશીને મલ્યો. જઇને ચરણે નમાવ્યું શીશ, દંડવત કર્યાં દશ વિશ. પછે તલસવા માંડય પાય, રૂદન કરે છે ધાઢે રાય. ડોશી અચરત થઇને રહી, મુખેથી તેને વાણી કહી; કોણ છે રે બાઇ તુ તો જન, શા કારણ તું કરે રૂદન. સુનાપાન કર્યું છે કાય, તેથી રૂદન કરૂં છું માય; મહારા ચરણ તલાસે આજ, પુત્ર સરજ્યો તારા કાજ. કો

કોણ જાતી ને શું નામ, કયાંથી આવ્યા આણે ઠામ; એવી વાત પોતે ચિત ધરી, ડોશી પ્રતે વાતજ કરી. ડોશી સુણીને હરખી મન, સાથે લઇને ચાલી તન; માથે તેણે ફેરવ્યો હાથ, સુખે રહો તન મારી સાથ. ખાન પાન કરાવ્યાં સહી, પછી તેને વાણી કહી; અમો જાશું માતાજી આજ, પરાધીન ચાકરીને કાજ. પુત્ર જવા થયો તૈયાર, બોલી ડોશી તેણીવાર; પુત્ર વળી આવજો કાલ, એમ કહી વળાવ્યા બાળ. ત્યાંથી આવ્યો અમીરને ઘેર, તે વાતની કોઇ નવ જાણે પેર, અમીરનું કરે છે કામ, મિત્રો સાથે રમે તે ઠામ, વળી ડોશી પાસે બેસે જઇ, મધુર વાણિ બોલે સહિ. માતાજી ફરમાવો કામ, હુંછું પુત્ર તમારો જાણ મુજને આસરો તમારો સહિ, મારે માથે બીજુ કોઇ નહિ, ઘણાં બોલે મધુર વચન, તેમ તેમ ડોશિનું હરખે મન, એક ઘડી જો મોડો જાય, ડોસિ અન્ન પાણી નવ ખાય, દેખે ત્યારે સુખી થાય, એવિ વશ્ય કરી તે રાય એક સમે ડોસીની પાસ, આગળ મુકી મોહોર પચાસ, મહીનો અમિરે આપ્યો તેહ, તમ પાસે લાવ્યો છું એહ, ખરચ પાણી જે જોઇએ સહિ, તે માટે હું લાવ્યો અહીં, એમ કહિને આપી હાથ, ડોસી બોલી કુંવરની સાથ, કેટલા કાળ જીવિશું ઠામ, મારે દ્રવ્યનું શું છે કામ, મારી પાસે ઘણો છે દામ, જે જોઇએ તે લેજો આ ઠામ, કુંવર કહે મારે માથે તમો, જે જોઇએ તે લઇશું અમો, પુત્ર જે લઇ આવ્યો ધન માતા સાચવે કરી જતન, પુત્ર કહે માતાજી રાખો તમો, તમારે આશરે જીવુંછું અમો, એવિ વાણિ મધુરી સુણી, તેમ તેમ ડોસિ હરખે ઘણી, જોગીને વશમાં કેપજ જેમ, રાજા ને વશ ડોશી તેમ, જેમ સરપને વશ કરે ગારૂડી, તેમ કુવરે ડોશી વશ કરી, અંધ જેમ પામે લોચન, તેમ પુત્ર જોઇ હરખે ડોશીનું મન. ઘણા દિવસ એમ ગયા વહી, ત્યારે રાજકુંવરે વાણી કહી, પુરૂષ ચરિત્ર કર્યું તે

વાર, વિસ્તારી કહું આ ઠાર; શ્રોતા જન સાંભળજો સહી કવીએ એવી વાણી કહી.

દોહરો—એક સમે ત્યાં બેઉ જણા, એકલાં વન મોઝાર; ત્યાં એક કુપ દિઠો સહી, તેમાં જળ તણો નહિ પાર. આ જળ મધે હું પડું, તું જોજે મારી માત; પાછા પગ અહીં નહિ ધરૂં, તું નિશ્ચે જાણજે વાત. ડોસી ઘણું મન કળકળી બાઇ એ શું બોલ્યા બોલ; પુત્ર કહે કરતક કર્યા, ખરી વાત તું બોલ, ત્યારે ડોસી મન રીજી ઘણું, આનંદ ફેલ્યો અંગ; કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ. પુત્ર જે માગે સહી, તે આપું તને દામ; તું મરીશ ત્યારે હું મરીશ, શું સરશે એમાં કામ. પુત્ર કહે માતાજી શુણો તમો આપો ધન અપાર; એક વાતનો સંદેહ મુને, તે જાણુજા આ વાર, તમ વિના ભાગનાર નહિ, મારા મનની ભરાંત, તીજુ માણુસ સાથે નથી, બેઠા છીએ એકાંત, ડોશી કહે સુણ દિકરા, શું સંદેહ તુજ સમ; તે ભાગું આણી ઘડી, વળિ લો ઝાઝું ધન, એમ કાહ વચન આપ્યું, સંદેહ ભાગુ આ દામ; રાખી વાત કરો અમો, તે વાતે શાક્ષી શ્રીરામ, ત્યારે તે નર બોલિયો, સાંભળ મારી વાત; લાખી સરવેને જીતે, ભાગો મનની ભ્રાંત, ભલા ભલા હારીઆ કોઇએ ન જીતે નાર કોઇ જીતી શકતું નથી, તે સંદેહ મને અપાર, કરોડોપતિ કીંકર કર્યા. રાખે ધાણી એક તોર, કોણ ઇષ્ટની ઉપાસના, કોણ તરૂણી શીર જોર, નથી દ્રવ્ય મારી કને, મને નથી રમવાનું મન; સેહેજે વાત પુછો અમો, એમ બોલ્યો મુખથી વચન.

ચોપાઇ—ત્યારે ડોસી બોલી બોલ, સાંભળ દિકરા એનું તોલ; એ વાત વિસ્તારૂ અમો, કોઇ આગળ નવ કહેશો તમો, કદાપી જશે તિજે કાન, તે વાત ઉતરશે માન; કહેશે ઘર માર્યું ઘરની થઇ; એટલી એબ મુજને છે સહી, પુત્ર કહે પ્રતીજ્ઞા કરૂ, બ્રહ્મહત્યાદિક પાપ;

એવી પ્રતિજ્ઞા કરી જ્યાં, ત્યારે બોલી ડોસી ત્યાં લાખી પાસે કાંઇ વિધા નથી, નથી ઇશ માથે સરવથી: પાસા છે વિનતાને હાથ, ભરે છે મોટા સાથે બાથ, બીજો એટ કરે કરે છે ઉપાય. તેથી નર સહુ હારી જાય; એક બિલાડી પાળે છે નાર, તેને કેળવી અપરમપાર; દિપક તેને માથે ધરે, પછિ રમત તે જારી કરે, નવ હાલે નવ ચાલે મંઝાર, ઠરી ઠામ બેસે છે ઠાર, બી ઉંદર પાળે છે જાણુ; ઘણા કેળવ્યા છે નિરવાણુ, બિલાડી પાસે બેસ સહિ, મુખ આગળ પણ ખાએ નહિ, ઉંદર બિ-લાડીનો ત્યાં મેલ, ગુણકા નરશુ માંડે ખેલ. મન ગમતા દાવ જોઇએ જેહ, બિલાડી સામુ જુવે તેહ. ગરદન ફેરવે તેની વાર, દિપક ઝાંખો પડે તે ઠાર; ઊંદર પાસા ફેરવે સહિ, તે પ્રકારે જીતે તહી, બીજી વિધા કાંઇ પાસે નથી, સત કથી માનો સરવથી, રાજકુંવર ત્યારે રીજ્યો મન, માતાજી એ સાત વચન, સંદેહ મન તણો ભાગ્યો શહી, ડોશીને પગે લાગ્યો તહી, ગયાં ઘેર પોતાને તતકાળ, ડોશાને ઘણું ઉપજ્યું વહાલ આપી જવેર હિરાની માલ, ત્યાં તો કુંવર થયો નિહાલ; કરે ચતુરાઇ તણો વિચાર લીધું દ્રવ્ય ને નીકળ્યા બાહાર. ભરી બજારે થઇને જાય, દિઠો વાઘરી ઉભો ત્યાંય, એક નોળીયાનું બચ્ચું સાર, વેચવા ઉભો ભરે બજાર. એથી જીતવાનો તે નાર, એવો મનમાં કર્યો વિચાર માટે લઉ તેને હું અહીં. આપી મુલને લીધો શહી. બાંય મધે ઘાલ્યો તણીવાર, તેને કેળવ્યો અપરમપાર.

દોહરો—સોગટી મારે હાથની, કે ચડપ નીકળે બહાર: મુખક એકને પકડે સહી, ગ્નાન કરતા વાર. ૧ દેગડી મારે હાથની ત્યારે જઇ કરે શિકાર, એ રીતે તેને કેળવ્યો, દિન થયા દશ બાર. ૨. પછી સલામ જઇને કરી, અમીર કેરી પાસ; જમવાને મુજ તેડિઓ માટે રાજા આપો રજાય. ૩ મિત્ર હમારો એક છે, તે તણું છે લગ્ન; બીજો સવાલ મુજ તણો તે કહું છું મુખ વચન. ૪ લગ્ને

જાવું છે માહરે, તેરી ચિંતા મુજને થાય: કીરપા મુજ ઉપર કરે તો લગને મુઝથી જવાય. ૫. એવાં વચન અમીરે શુણિ, આપ્યાં વસ્ત્ર અપાર; આભુષણ ઘણાં શોભતાં, કહેતાં ન આવે પાર. ૬ અમુલ્યજ શિરપેચ આપીયો, જેને જરીના તાર, સાલ જોડા સવાલાખનો, રતન જડીત એક હાર. ૭ પગના તોડા સોના તણા કોટમાં મોતિના હાર, કડાં સાંકળાં કંઠીઓ, પેહર્યા એવા શણગાર. ૮ પ્રતીબીંબ બીજું પ્રગટીયું, જાણે જળહળ જોત; જાણે કામદેવ પ્રગટ થયો, અને શોભે ઉદયોત. ૯ અમીર જોઇને રીઝીઓ, આપ્યો એક તોખાર, અશ્વ બેસિને પરવર્યા, મિત્ર તણા દરબાર. ૧૦ વચન અમીરનાં સુણી, કુંવરે કર્યો જુહાર: અશ્વ બેશીને પરવર્યો તે ગયો ગુણકાને દ્વાર. ૧૨

ચોપાઇ—સમી રાજાએ ઉતર્યો તે ઠાર ગયો લાખીના મહોલ મોઝાર; જાણે ઉગ્યો જેવો સુર, એવું નીરખ્યું નરનું નુર. દરવાન પણ બોલી નવ શકયો, પોતે ચાલ્યો ઘરમાં ઘસ્યો; જઇ મેડીએ ચડયો સહીં, વીનતા બેઠી દીઠી તહીં. વીનતા ઝાંખી જોતામાં થઇ, શુદ્ધ બુધ તેમાં નવ રહી; દીઠું કામણગારૂ મુખ, ગુણકા જોતાં પામી સુખ, જાણે ઇંદ્ર તણો અવતાર, ઘણું રૂપને શોભા સાર; નથી મા-નવી સાથે કોઇ, કારણ રૂપ દીસે છે જોઈ. આપી આશન ઉભી નાર, હશી બોલી વચન તે ઠાર; કોણ દેશ તણા છો ભુપ, રાજ તેજ રઢીયાળું રૂપ, કેમ આવ્યા તમો માહારે ધામ, શું ધાર્યું છે મનમાં કામ; હુકમ તમારો માથે લીજીએ, જે કહો તે હાજર કીજીએ, ત્યારે કુંવર બોલ્યો વાણ, સાંભળ વીનતા ચતુર સુજાંણ. અમો મુસાફર આવ્યા આ ગામ, અમીરના ઘરમાં કર્યો મુકામ; ખુબી તમારી સુણી અપાર, ઘણી સુઘડ છે લાખી નાર, રમત રમી જાણે છે બહુ, જે જાય તે હારે સહુ. સુણી વાત જે હરખ્યું ચીત, રમવાને જાવું ખચીત. પરદેશી મુસાફર આવ્યા ઘેર, કરી સજાઇ રૂડી પેર; એવાં

મધુરાં સુણી વચન, ખાનપાન મુકયાં તે દન; ભક્ષ ભોજન કરાવ્યું સાર, પછી બોલી મુખથી નાર. મેંતો નિયમ લીધો એક જાણુ, તે વાતનું કહું મંડાણ. રમવાનો રાખે અભિલાખ, તે લાવે રૂપિયા લાખ, પ્રથમ તો નર ઢગલો કરે પછે મેડિ ઉપર ચડે. હારૂં તો દાસી થઇ રહું, જીતું તો લાખ રૂપિયા લેઉ; એવો નિયમ છે માહરો સહી તમો કહો તો રમિએ અહીં, વચન મારૂં મિથ્યા નહિ થાય, તે વાતે ઘટે મહિમાય, જીત્યાનો વાજે છે ઢોલ, એવો બોલિ તે બોલ; લાખ રૂપિઆ આમળ ધરે, તે નર રમત જારી કરે.

**દોહરો**—એવાં વચન વિનતાનાં સુણી, બોલ્યો રાજકુમાર, અહંકાર રાખે અતિ ઘણો, તને કોણ વરસે આ ઠાર, ઘણા સાથે જીતી સહી, તોય ન સરીયું કાજ; પરમેશ્વરના પ્રતાપથી, જીતું તુજને આજ, ઘણા નર જીતિયા કઠણ છે આજનું કામ; ચતુરાઈ કરજે ચોગણી, જેમ પોચે મન હામ, મુદ્રિકા આપી કર તણિ સવા લાખનું મહિં નંગ, વિનતાની આગળ ધરી, આનંદ આણિ અંગ, જોઇ વિંટી અમુલ્યની, હરખી મનમાં તે ઠાર, માંડિ બાજી તેણે સમે, રાજકુંવરને નાર. પછે બિલાડી માથે દિપક ધર્યો, ત્યારે ચમકયો પોતે મન, નીશાની સાચી મલી, ડોસિનાં સત્ય વચન. મુખ કને દિઠો સહી થયો તદા અજાણ; રમત તે જારી કરી લીધા પાસા હાથ. જાણી જોઇને હારીઓ દે છે અબળા ધાજ; હઠ કરી રહી પોતા-તણી, જીતી ત્યાં ગુણકાજ. ૮ પોબારામાં આવી રહી બાજી ત્યાં તેણીવાર; આવે પોબાર વીનતા તણા, હારે રાજકુમાર. ૯ એવું મન વિચારીયું બિલાડી સામુ તે ઠામ; ત્યારે મુસ્તક તેણે ફેરવ્યું, વિનતાની પોંચે હામ, ૧૦ દીપક જોતામાં ઝાંખો થયો નાંખ્યા પાસા તે નાર ઉંદરે પાસા ફેરવ્યા પોબાર કર્યા તે વીર, ૧૧ જીત્યાનો

જશ વાધીઓ, હાર્યા તમે ચતુર સુજાણ, ચતુરાઇ ચોગણી દાખવી, એમ બોલી વીનતા વાણ.

ચોપાઇ—એવાં વિનતાનાં સુણી વચન, બીજી રમત માંડી રાજન; હારજીતમાં મુકયો હાર રમવા લાગ્યા નરને નાર. ધીર વીર બેઠો તે ઠામ, નાંખે પાસા મુખ લેઇ નામ: બત્રીસ લક્ષણ જે નર કહેવાય, કોઇનો ગાંજયો તે નવ જાય, ભલા નર મુકે મામ, કોણ માત્ર એ વિનતા નામ; એક હાથ ખાલી નવ જાય, જેવા માગે તેવા પડે દાવ. ઘણી ચતુરાઇ વિનતા કરે પણ એક વાતે અરથ ન શરે; વિનતા પામવા લાગી હાર દિપક સામુ જોયું તે ઠાર કુંવરે પાસા નાંખ્યા જેટલે, મંજારીએ શીર ફેરવયું તેટલે; ચડપ ઊંદર નીસરયો સહી, પાસો અવળો કીધો લઇ કુંવરે સોગટી મારી તેણી-વાર તરત નીકળ્યો નોળીઓ બહાર; ઊંદર તણી પકડી કોટ, નાઠી બિલાડી મેહેલી દોટ, સાતમે ઘેર જઇને ઠરી, રમત ભંગ તે વેળા કરી રાજકુંવરને ચડી છે રીસ, ક્રોધ કરી બોલ્યો તે દીસ. તારી આરિ અક્કલમાં ઉઠિ વાટ, કંચન તણા તેં મુકયા પાટ, નારિ બુધિ પગની પાનીએ વશી રાંડ જાતને અકલ કશિ. ઘરમાં દીવી સરખી નથી, બીલાડી શિરદીપક સરવથા; મુકો ઝવેર હીરા કે લાલ. થાય અજવાળું ઝાક ઝમાળ. નીકર આવો મારી પાસ. આજ કરવાનો તુજને દાસ જાણી જોઇને હાર્યો તુજ સાથ, હવે તો ઘસવા પડશે હાથ એમ કહી કહાડયો એક મણી, જાણે:શોભા પ્રતીબીંબ તણી; ભાગ્યું વીનતા કેરૂં જોર પડી ખસીઆણી તેને ઠોર. હઇડે દુઃખને મોંહડે હસી, એ વાતમાં ચીંતા કશી; હવડાં હોડ હારીને જશો, જશે માલને દુખીયા થશો. આગળ કંઇક હારી ગયા તે નર તો ઠેકાણે ન થયા; એવી ગતી તમારી સહી, શો ઉધમ કરવો અહીં; મે ભલા ભલા દીઠા રાજન, તે સહુ હારી ગયા મહાજન. કોઇની ગાંજી

હું નવ ગઇ, અથાગ નર આવ્યાતા અહીં; તમે ભાગ્યે મારો અં- કાર સીતેર લાખ જીત્યા આ ઠાર, માટે આજ રમવાને કોડ પાડવી આજ તમશું હોડ; સીતેર લાખ જીતું હા લઉં હારૂં તો ઇસકીમત દઉં એમ કહીને બાજી ધરી, રમત હતી તે જારી કરી: ઘણી ચ- તુરાઇ કરે તે નાર, જીત્યા બાજી રાજકુમાર, ઉતરી ગયું વિનતાનું મુખ, ઘણું તે મનમાં પામી દુઃખ ચંદ્ર સભામાં પેસે જેમ, વિનતાનું વદન ગયું છે તેમ, નીચુ જોઇને વિનતા રહી, ત્યારે કુંવરે વાણિ કહી; વળી કાંઇ હોય મનમાં કોડ, તો તો પાડો બીજી હોડ, હાર્યો જુગારી બમણુ રમે, લાખી મુખ બોલિ તે સમે, ધન માલ તુજ પાસ નથી; એક વાતે રમુ સરતથી; અમીર ઉમરાવ રાજા તન, ગુલામ કરી રાખ્યા બોવન, તેની હોડ મારૂ અમો, જીતો તો લઇ જાવ તમો રાજકુંવર હરખ્યા તે ઠાર, માંડી બાજી નવ લાગી વાર, પરમારથનું કરવું પુન્ય, છોડાવું રાજકુંવરના તન; પ્રભુ લાજ રાખ- જો મહારી, એમ કહીને રમત જારી કરી તે બાજી જીત્યો રાજન, વળી તે બોલ્યો મુખથી વચન; બીજુ હોય તો ફરમાવો કાજ, લેશ માત્ર ન રાખશો લાજ, નિચુ જોઇ વિનતા રહી ગદ ગદ કંઠે વાણી કહિ; સર્વે વસ્તુ હારી ઠામ, નથી કાંઇ મિલકતનું નામ, નસિબો મુજ આગળ કરૂં, માહરી કાયા હું હોડમાં ધરૂં જો જીતું તો સર્વે લઉં, હારૂં તો દાસી થઇ રહું, તે પણ કબુલ કર્યું સાર, માંડી બાજી નવ લાગી વાર; રાજકુંવર ભાગ્યશાળી સહિ, તે પણ બાજી જીત્યો તહી.

**દોહરો**—વાજાં વજડાવ્યાં જીતનાં, હારી ગુણકા નાર વાત; ચાલી તે પુર વીખે, ગલી કુંચીને બજાર, વિનતા કર જોડી રહી બોલી મુખથી વાણ; હું તો દાસી તમ તણી, જે કહો તે કરૂં પ્રણામ. ૨. હું હારી જીત્યા તમો, આ લોની ગ્રંથ ભંડાર; સહુ

આગળ ધરી, તે વેળા તે ઠાર. ૩ કોણ નગર છે તમ તણું, કોણ તમારો તાત; રૂપે રવી સરીખડા, વળી કોણ તમારી માત. ૪ બ્રહ્મા વીષ્ણુ રૂદ્ર તમો, ધર્યું માનવ રૂપ; અહંકાર ભાગવા માહરો, પધાર્યા દેવ સ્વરૂપ, પણ સંદેહ ભાગો મન તણો, કરૂં તમારી દાશ, પ્રતીવ્રતા હું પદમણી, શેવા કરૂં રહી પાસ. ૬ કોઇ નરનો કર અટક્યો નથી, એ વાતે સુરજ સાખ કહો તો દેખાડું પારખું; એમ બોલી વીનતા લાખ. ૭ મેં ધાર્યું તું મન વિશે, મુને જીતે તે ભરથાર; તે ઇચ્છા માહરી પુરણ થઇ, મુજ ભાગ્ય તણો નહિ પાર. ૮ ઇશ્વર આણ આ વાતમા, જુઠું બોલું આ દિશ; કેટી બ્રહ્મ હત્યા મુજને પૃથ્વી પાપ શીશ. ૯ શાચી વાત તમે કહો, પુરો મનના કોડ; લ્હાવો લાખેણો લીજીએ, આપણ જુગતે જોડ. ૧૦ રાખી વાત જો તમે કરો, મુજ હત્યા તમ શીશ; આશા ભંગ મ્હારી થશે, દુભાશે જુગદિશ. ૧૧

ચોપાઇ—એવાં વચન વિનતાનાં સુણી, રાજકુંવરે વાણિ ભણી; મારી વીતકની કહુ છું વાત, સાંભળજે તું ચીત સંગાત જે પોતાને પડીયું દુઃખ, તે સર્વે માંડી કહ્યું મુખ, ત્યારે વિનતા વિલાશે મન, ઘણું દુઃખ કરી તે બદન, ત્યારે રાજકુંવરે કહ્યું નાર મારા મનના કહું વિચાર; એક મોટી મનમાં આશ, જવું બંકાવળીની પાસ ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ, બંકાવળી નામે પરી છે સાર, તેની શોભાનો નહિ પાર, તેના વાડીમાં ફુલ છે સહી, તેની શોભાનો પારજ નહિ. તે પૃથ્વીમાં ફુલ છે એક, ઘણી શોભા તેની છેક, સહસ્ત્ર પરી તેની રક્ષા કરે રાત દિવસ તેની પાછળ ફરે; લક્ષ રાક્ષસ વળી છે રખવાળ, જે વિકાળ સરખા લાલ, ફરતો કોટ છે તેને સહી, તે મધ્યે વાડી છે મહી; એક ઝાડને એકજ ફુલ, શોભા તેની દીપક અતુલ, પૃથ્વીમાં ચોઠી નાગ પ્રમાણ ઉપર જ-

ક્ષણી શીર જાણ; ગગને ચોકી પરી તણી તેની શોભા કહું ઘણી, ચંદ્ર સુરજ નવ દેખે મુખ ગુલબંકાવળી પામે છે સુખ, વિકટ વાટ તે તે સરવથી, કોઇથી ત્યાં જવાતુ નથી. ઘણાં વિઘન રસ્તામાં થાય, કોઇ પેરે ત્યાં જશો રાય; કોણ માત્ર માનવીની કાય, દેવ દાનવથી નવ જવાય માટે તજો જવાનું નામ, માહારા મનની પુરો હામ; એવાં વચન વિનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી; જીવ ગએ ન મુકુ મામ, હતો જવાનો ઘણો લાગી છે સુને, મુખ જુબાની કહો છો તમો, ન્યાય અન્યાય કેમ ચુકવું અમો, નજર જોઉ તો ચુકાવી અહી નહિતર મારગ જાવું વહિ. તમે પેસો પીંજર મોજાર. બ્રાહ્મણ વળી ઉઘાડે દવાર; તો તો નજરે જોવું અહી, પછી ન્યાય ચુકાવું સહી. એવાં વચન શિયાળનાં સુણી, પેઠો પીંજરમાં તેણી ઘડી; વિપ્રને કહે તમે દોની બાર, એ કહે ત્યારે ઉઘાડો દ્વાર. દાધાં બારણાં સાંકળ સાથ, શિયાળ મુખથી બે લ્યો વાત; જે રીતે તમે કહયું તું સહી, તે રીતે તમો બોલ્યા અહી. ઉઘાડ ભાઈ તું આણે દ્વાર; કાહાડ બહાર હું તુજને કરીશ ઉપકાર; ગુણ પછવાડે અવગુણ સહિ, ત્યારે હું ઉઘાડુ નહિ.

દોહરો—વચન સુણી શિઆળનાં વાઘને પડી મન ફાળ; દગો કરીને ઘાલીયો, હું આણીશ તારો કાળ. ૧ તું શું ખાતો તો મુજને બળ હોય તો નીકળ બહાર; સ્નેહ કરી તને કહાડયો, ધિક ધિક તુજ અવતાર. બ્રાહ્મણનો જીવ બચ રિયો, વાળી અદબ ચુકાવ્યો ન્યાય; જે કરે તે ભોગવે, મુજ શીર દોષ નહિ કહેવાય. ૩ હુશીયાર તું શારદુલ થયો મેં અદલ ચુકવ્યો ન્યાય ન્યાય, ગુણ પછવાડે અવગુણ સહી, તું ભોગવ તારી કાય, ૪ એમ કહી ત્યાંથી ચાલીયો, શિયાળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવર્યો, કેવો ચુકાવ્યો ન્યાય. ૫ જગત જોગ કોડે કરો જાઓ તમારે ગામ; વગર વિચાર્યું કરતા રખે આજ પછી તમે કામ. ૬ આશીશ દિધિ શીયાળને બ્રાહ્મણ પંથ પળાય; ઉપવિત

દીધું પુત્રને વળી પરણાવી કન્યાય. ૭ નાહના ઉપર નવ ભુલવું નાહનો શિઆળવો એહ, બુદ્ધિએ જીતીયો વાઘને કથી ન શકે તેહ ૮ તમે જીતસો સરવને, કોણ માત્ર પરીજાત; પરમેસ્વર પ્રતાપથી લાવો ફરી તપાસ. ૯

ચોપાઇ—એવાં વચન વિનતાનાં સુણી, લાચાર થઇને વાણી જાઓ કહેતાં જીભ કપાય, માટે સિધ કરી આવો રાય, આવશો ત્યારે સુખ સહેલ, તમો આવશો ત્યાં રંગની રેલ; આવશો ત્યારે નિકળીશું બાહાર, તે જાણજો તમે નિરધાર, જપ માળા મેં કરમાં ધરી. સરવે સુખ તજયું સુંદરી; પર પુરૂષ ભાઇને બાપ નિસ્ચે માનજો આપો આપ. તમ કારણ લઇ બેઠા જોગ, મુકયા ભાવતા સધળા ભોગ, મરવા ઉપર રીજયાં અમો, ઉતાવળ કરોની તમો બાર વરસ જોશું વાટ, પછી કરીશું, દેહની ધાત; અવર પુરૂષ કરવાની નથી. સત કરી માનજો સરવથી. એમ કહીને નમાવ્યું શીષ, રાજકુંવર ઊઠયો તે દિશ; જોઇ શુકનને પંથે જાય, નગર થકી નિસર્યો બાહાર, લીધું પછી જોગીનું, રૂપ પ્રતિબિંબનું પ્રગટયું નુર; ભસ્મ લેપન કર્યું છે કાય, વજર કછોટો વાળ્યો રાય, શેલા શીંગી ગળામાં સહી, જેસ્ટીકા તુંબડી કરમાં ગ્રહી, મનમાં બિતો નથી લગાર, જંગલમાં ચાલ્યો રાજકુમાર; મહા અરણ્ય તે ચાલ્યો જાય, રાત પડે ત્યાં મુકામજ થાય. માણસ નામે જંગલમાં નહિ ઝાડને આશરે બેસે જઇ દુખે સુખે વિતે છે રાત વળી પંથ ચાલે પ્રભાત સાત માસ ગયા એમ જાણ, જંગલ આવ્યું એક નિરવાણ ઘણા ભેદે અનેક જાત, ત્યાં મુકી નવ શકે કોઇ પાગ. કથેર કાંસકી ને ગોખરૂ સહી, તે ઉપરથી ચાલવું તહી; બીજી વનસ્પતી ભાર અઢાર, ઘટા ઘુમ થઇ ત્યાં સાર, કયાં ઉગ્યો કયાં આથમ્યો સહી, એવું વંન ભયાનક તહીં; અંધકાર નવ સુજે

બાણ, પશુ પંખી બહુ મળીયા જાણ, શબ્દ શારદુલ શીયાળના થાય તે દેખતામાં કંપે કાય, ઘણા શબ્દ મોટા વિકરાળ; નાગના શબ્દ નિશરે બહાર, કૃમ જળ તણું નહિ નામ; કંઠે શોશ પડયો તે ઠામ, ઘણી છે કોમળ તેની કાય, ગોખરૂ કાંટા પેસ પાય, મૃત્યુકાળ જંગલનું નામ કોઇ ઘાલી શકે નહિ હામ; દેવ દાનવથી નવ જવાય, કોણ આશરો માનવી કાય, દશ જોજનનું જંગલ જાણ, જે જાય તે છોડે પ્રાણ; તે મધ્યે ચાલ્યો છે વીર, ઘણું દુઃખ પામ્યો તે શરીર, હીમત પોતે મુકતો નથી, માહા દુઃખે ચાલ્યો સરવથી, વળી તે મનમાં કરે વિચાર, ચતુરાઇ કરી મેં જીતી નાર, એતો પરમેશ્વરનો ખ્યાલ, પડે પાર કે આણે કાળ, લખિત વાત થશે તેહ, એમ કહી ચાલે છે એહ.

**દોહરો**—શરીર સઘળું જડાઇ ગયું, નીકળે રૂધિર નીરધાર; લાખ વીંછુની વેદના, ભોગવે છે તેને ઠાર. ૧ પગ તળીયાં તરવાઇ ગયાં, છેદ પડયા આ ઠાર: પગ ધરતીપર નવ ધરે, દુઃખ તણો નહિ પાર. ૨. ભુખ તરશ પીડે ઘણી, વળી કાંટા ભાગે પાય; હીમત મન નથી મુકતો, ચાલ્યો જંગલમાં જાય. ૩ વાઘ વરૂ ગાજે ઘણાં ડરતો નથી રાય, લખ્યું હશે મારા કરમમાં, જે થવાનું હશે તે થાય. ૪ એ ભેથી ડરવું કશું, વિચાર્યું પોતે મન દુઃખે પાયે ચાલે નહિ, શું કહું મુખે વચન. સાત દિવસ એમ વહી ગયા, તે જંગલ મોઝાર: દશ જોજનનું વન સહી, તે મુકીને નિસર્યા બહાર. ૬ સુરજ તણું દરશન થયું, ત્યારે હરખ્યા રાજા મન; પહાડ એક નજરે આવીયો, જોતામાં ગયો છે ગગન. ૭ જયાં પહાડ ત્યાં જળ સહી, એમાં શો વિચાર, દુઃખે પાપે જાઉં ત્યાં ત્યારે થાશે અમરીત અહાર. ૮ એમ મીણારશી ચાલીયો, જળ વિના જીવડો જાય; પહાડ સમીપે આવિયો, ત્યાંહાં કાંઇ અચરત થાય ૯ જુએ તે તો પહાડ

નથી, એક રાક્ષસ વિકરાળ; લાંબા ચોડાની ગણુતી નથી, બેહુ ગગને વિશાળ. ૧૦ જડ રૂપમાં ત્યાંહાં થઇ ગયો, ચઇતન ટળ્યું શરીર; વિકરાળ વદન બિહામણું, કઇ તરેહ રાખુ ધિર. ૧૧ અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર; એમ વિચારી મન વિશે, નમીને કરયો જુહાર. ૧૨

ચોપાઇ—નમી કરીને લાગ્યો પાય, ત્યારે રાક્ષસ બોલ્યો કાય; ક્યાંથી આવ્યો આણે ઠામ, નવ આવે માનવનું નામ. દેવ દાનવથી નવ અવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય; મારે કીસ્મતે તે આવ્યો અહી, એ વાતમાં સંદેહ નહિ નીત પશુના કરીએ અહાર, ઘણાં વરસ થયાં છે ઠાર, માનવી ખાવાની ઇચ્છા થઇ, તે તો આજ સંપુર્ણ થઇ, મારે આજ જીવતું સાર્થક થયું, તારી કાયાનો સ્વાદજ લઉં; એવાં રાક્ષસનાં સુણી વચન, રાજકુંવર બોલ્યો તે ધન. એ વાતે ઘણું હરખ્યું મન, સુખે ખાઓની મારૂં તન; ઘણો ખુશી થયો હું આજ, સીઘ્ર કરો તમારૂં કાજ, એક પલક તે વરસજ થાય, નથી દુઃખ વેઠાતું કાય; જો તું માહરી કાયા ખાય તો જીવ નીકળી સ્વર્ગે જાય, પરઃદુખભંજન મહારા તમો, વહેલા થાઓ દુઃખ પામુ અમો; એવાં રાજકુંવરનાં સુણી વચન, તવ રાક્ષસનું હરખ્યું મન. ઘણી કાન્તીને રૂપ વિશાળ, વાણી સુણતામાં ઉપજ્યું વહાલ, મધુર વચનથી વાણી કહી, આવ તુને નહિ ખાઉં અહી; મરવું તો કોઇને નહિ ગમે, શા માટે મોત માગો આ સમે. બાળપણમાં જોબન કાય, કેમ આવ્યા જંગલની માંય; પરમેશ્વર વચમાં દરમીયાન, નહિ ખાઉં એ તું નીસ્ચે માન, એમ સમ ખાધા તે ઠાર, આવ પાસે કરીશ ઉપકાર; પાંચ દિવસ પરોણા રહો, દુઃખ હોય તે મુજને કહો; આપું રૂપ તમારૂં સાર, શો છે તમારે નિત્ય આહાર; તે આણીને હાજર કરૂં, વચન તમારૂ મસ્તક ધરૂં. રાજકુંવર કહે સાંભળો તાત, કહુ

મારા ખાધાની વાત; એહ લેઊં તણો સહી જાણુ વળી સરકરી સાકર નિરવાણુ, તે તણા અમો કરીએ અહાર, તે કયાંથી આ જંગલ મોઝાર.

**દોહરા**—એવાં વચન રાક્ષસે સુણી, હરખ્યો અપરમપરા ચાર ઘડીમાં લાવું સહી, તું બેસી રહે આ ઠાર. ૧ એમ કહીને પરવર્યો ક્ષણું નવ લાગી વાર; પોઠ જાતીતી વણઝારા તણી, જઈ પડયો તે મોઝાર રાક્ષશે માયા કરી, તે સરવે સમેટી લીધ; પાછો ફરીને આવીયો, કામ કરી તે સીધ. અન્ન વસ્ત્રના ઢગલા કર્યાં, ઘી સાકર બહુ ખાંડ; કરીઆણુ વીવીધ પ્રકારનું ત્રાંબા પીતળના ભાંડ, ૪ રાજકુંવર વીસ્મે, જે જોઇએ તે ત્યાંય, ઉનમત નહી કંઈ વાતની વિસ્મે થયો મન માંય. ૫ ખાનપાન ગમતું કરે તું મારો મીજબાન; ચીંતા મનની પરહરો, તને આપીશ જીવત-દાન. ૬ ભક્ષ ભોજન વીધ વીધનાં કરવાં બત્રીસે પાક; ભાત-ભાતની સુખડી, કરયાં સુંદર સાક. ૭. રાજકુંવર બોલિયો, તું પીતા હું તન, એક અરજ છે માહારી બોલું મુખ વચન, ૮ ત્યારે રાક્ષસ કહે તમો, નવ ડરશો મન લગાર; જે ઇચ્છા તારા મન વિશે, તે કહો મુજને આ ઠાર, ૯ ત્યારે રાજકુવરે કરી વીનતી, જમીએ બેશીને સાથ: એતો ઉમેદ છે મુજને કહુછું જોડી બે હાથ, ૧૦ બીજી વીનતી તમ દાસની, અભંગ તમારી કાય બીક ઘણી લાગે મુને તે મુખમાં કેમ ખવાય. ૧૧ એવાં વચન મુખે કહયાં, ત્યારે હરખ્યો રાક્ષસમન; હશી કરીને બોલીયો, તું સાંભળ પંથી જન. ૧૨ માયા નો પારજ નથી, કારણુ માનવ થાઉ; આ જાત માહરી તજુ તુજ પાસે બેસી ખાઉ, ૧૩ એમ કહી થયો માનવી, ક્ષણુ નવ લા-ગી વાર; જાણે બીજો રાજવી, થઈ શોભા અપરમપાર. ૧૪.

**ચોપાઇ**—રાક્ષસે માયા પોતાની કરી, પાહાડ જેવી કાયા પ-રહરી; થયો માનવી દેવ સ્વરૂપ, અચરજ પામ્યો પોતે ભુપ? તારે

હશી બોલ્યો રાજન, હવે તો હરખ્યું માહરૂ મન; એમ કહીને પીરસી થાળ, જમવા તે બેઠા તતકાળ, ૨ અમરત વસ્તુ આગળ ધરી, આરોગ્યો પછે પેટજ ભરી, વાનાની સુખડી સાર, વારા ફરતી કરે છે આહાર ઘણાં સુખડ ખાય છે પાન, બેઠા બેહુ જણ ધરીને માન. ૪ વાત ચીત કરી બે ઘડી, એમ કરતાં તહાં રાતજ પડી, નીરભે થઇને સુતાં તહીં, એમ ચાર પોહોર રજની ગઇ. ૫ પ્રાતઃકાળે ઉઠયા બેઉ જણ, કીધાં બંનોએ દંત ધાવનં; વળી બત્રીસી રસોઇ કરી, જમીયા બન્યો પેટેજ ભરી. ૬ બમણી લેજત પડી બીજે દન, તેમ રાક્ષસ રીજે મન; કો દિન મોદીક કો દીન કંસાર, કો દિન શીરો પુરી આહાર; કો દિન વેડમીને સુખડી, રાક્ષસ તણી ભાગી ભુખડી. ૭ સાત દીવસ થયા તે ઠાર. રાક્ષસ રીજયો અપરમપાર, સ્વાદ ઇંદ્રીએ તે વશ થયો. મુખ થકી તે નવ બોલ્યો એને ઠામ; કાળા માથાનો માનવી સહી તેતે કોઇ જીતી જોયો નહી. મુઠી જેટલાં તેનાં હાડ, ઢાળી પાડે મોટો પહાડ; બુદ્ધિ દિસે એ માણસ જેવી બીજામાં નથી, નીશ્ચે માનજો સરવથી માટે ત્યાં જવાનો નાર, નવ જવાય તો ધીક અવતાર; તમો નામ ઠામ બતાવો બાળ, તો લેઇને આવું તતકાળ; કેદી લોકો હતા જેટલા, મુકી મેં દીધા તેટલા; અમીર ઉમરાવના જે કુમાર; તે સરવેને કહાડયા બાહાર; વસ્ત્ર આભુષણ આપી સાર વીદાય કર્યા તેને તે વાર; હસતાં કરયાં સરવનાં મુખ ઘણાં દોહલાં ટાળાં દુઃખ ઘણી આશિશ દિધિ છે સાક્ષાત, તે ઉપર એક કહું છું દ્રષ્ટાંત.

દોહરો—બ્રાહ્મણ એક જાતે સહી, તેને પીડા અપરમપાર; અન્ન ન મળે પુરૂ પેટને, પુત્ર પુત્રી પરીવાર. ૧ ઉપવીત દેવું પુત્રને વળી દેવું કન્યાદાન; ઝુરે બેસી મન વીશે, કેમ થાશે ભગવાન. ૨ દ્રવ્ય માહી પાશે નહી, કેમ રહેશે મુજ લાજ; પરદેશમાં જાવું સહી,

જાચુ જઈને રાજ. ૩ બેસી રહે સીદ્ધી નથિ, નીશ્ચે કરયું મન માંય; વીનતા પ્રતે વાણી કહી. અમો જાશુ પરદેશ મહિ. ૪ દ્રવ્ય લઈને આવશું વીનતા આણે ઠામ; કન્યાકાળ જાયે કુંવરી તણા. વળી કેમ જાયે આપણું કામ. શાસ્ત્ર વચન કેમ લોપીએ બેસે મુજ શીર ગાળ; હું જાચુ કોઈ રાયને, લાવું અતીશે માલ, ૫ એવાં વચન વીપ્રનાં સુણી નારીએ આજ્ઞા દીધ; ૬ શુભ મહુરત જોઈ નીસરયા, કામ કરવાને સીદ્ધ, ૭ દેઝ તજીને નિસરયા, હું જાઉ ગ્રહસ્થની પાસ આશિસ્વાદ જઈને કરૂં પુરે મનની આશ. ૮

ચોપાઈ—એમ વીચારી ચાલ્યા વહી, પ્રભુ આશ મારી પુરે સહિ; દિવસે ચાલે રાતે મુકામજ થાય એમ કરતા કરતો ચાલ્યો જાય; ચાલીસ જોજન સુધા રૂશી જન, ત્યાં એક દીઠું મોઠું વન; વનસ્પતી ત્યાં ભાર અઢાર, નમી રહિ તેની ભારે ડાર, એક મારગ બીજી નહિ વાટ ઘણો મનમાં થાય ઉંચાટ; શોર થાય વરૂ ને વાઘ, ઘણો સાદ કરે તે જાગ. નવ રહી બ્રાહ્મણ કેરી ધીર હિમત રાખી ચાલ્યો વિર ભવિષ્યમાં જે બનશે સહી, એમ વીચારી ચાલ્યા વહી. અડધે જંગલ ગયો જેટલે કઉતક દીઠું તેટલે; વજર પાંજર લોઢાનું દ્વાર, તે મસે વાઘ દીઠો સાર. બાર હાથ દીસે વિકાળ તે દીઠો જાણે ખાશે તત્કાળ, પુઝ પછાડે તેમાં રહી, બ્રાહ્મણ આવી પોહોચ્યો તહીં, ગડગડીને ઉભો થાય, આગળ નવ ચાલે તેના પાય; પાછું ડગલુ ભરાતુ નથી મન વીચાર કરે છે કથી, નીશ્ચે વાઘ ખાવાનો મુજ કાય, મનના મનોરથ રહ્યા મન માંય; હમણાં નીકળી મુકે દોટ. ઝડપ ઝાલશે મારી કોટ. નવ ચાલે નવ હાલે પાય, આકુળ વ્યાકુળ મનમાં થાય, તે સારદુલને વાચા થઇ, મુખ થકી તેણે વાણી કહી, અરે ભાઇ તું પંથી જન આવ્યા તને નવ કર વીઘન, એ વાતે સાક્ષી શ્રી રામ, સત કરી માનો આ ઠામ. જીવતદાન આપોમુજને આજ હું તો

સારીશ તારાં કાજ, બ્રાહ્મણને આવ્યો વિશ્વાસ, ગયો તે પીંજરની પાસ કર જોડીને ઉભો રહયો, ત્યારે સારદુલે બોલજ કહયો, ઉઘાડ દવાર હું નીસરૂ બાહાર કરીશ તુજને ઘણો ઉપકાર. વીપ્રે કહે એ અચયરત વાત, કોણે પીંજરમાં ઘલ્યો ભાત, વીસ્તારીને કહોજી તમો, ત્યારે દુઘ અમો.

દોહરો—તે વારે સારદુલ બોલીયો, સાંભળ પંથી જન; મેં તો મારગ પાડીઓ, સંતોખ્યું મુજ મન, ૧ પશુ પંખી કે માનવી, સહુનો ટરજે અહાર. કોઇ માનવી માથાનો મળ્યો પડયો આ ઠાર. ભક્ષ ભોજન એમાં ભરી, હું કરવા અહાર, દવાર બંધ તેણે કરયું, કેદ કરયો આ ઠાર, સાન કરી તેને મુને, તે થયો સવાયો સેર; વજર પીજરમાં હું પડયો, એક નવ સુઝે પેર, ૪ ક્ષુધા તરસ પીડે ઘણી, ગુરૂ બેઠો આ ઠામ, ભાઇ કહાડો મુજને, હું જીવું તમારે નામ, ૫ આંખે આંસુ પડે એમ કહીને કરે રુદન, વિપ્રને દયા આવી ઘણી, પછી બોલ્યો મુખ વચન હુંતો કહાડુ છું તુજને પરમારથ પ્રમાણ, કદાપી ખાય તું મુજને, તે વાતે સાક્ષી આણ. ૭ સુરજ ચંદ્ર બે સાગીઆ, શ્રી રામચંદ્રની સાખ્ય. બીજી પ્રતીજ્ઞા કીધી ઘણી સત સહસ્ત્રને લાખ. ૮ તે વારે બ્રાહ્મણ રીઝીઓ, માન્યું પોતાનું મન; દવાર બંને ઉઘાડીયા, તે વેળા તે દન. ૯ નીકળ્યો વાઘ તેમાં થકી બોલ્યો મુખ વચન; ક્ષુધા પીડે છે મુજને, હું ખાઇશ તારૂં તન. ત્યારે બ્રાહ્મણ બોલ્યો, એ શી બોલ્યા વાણ; પરમેશ્વર વચનમાં ધારયા તે સમ ખાધા છે જાણ. ૧૧ વચન તારૂ મીથ્યા કરે ધીક ધીક તુજ અવતાર બ્રાહ્મણ હત્યા કયાં છુટશે, સમજો મનમાં સાર. ૧૨

ચોપાઇ—સારદુલ ત્યારે બોલ્યો મુખ, શાને પાડા ધરે છે દુઃખ ગુણ પછતાડે અવગુણ સહી. એ વાતમાં સંદેહ નહી, માટે તુજને

ખાવાનો ભ્રાત, નીસ્ચે માનજે સાચી વાત, બ્રાહ્મણ કહે મીથ્યા થાય મહા પાપી તું કહેવાય. સત પ્રમાણે કહું છું હું ચીત ધરી સાંભળ તું વીશ્વાઘાતનું મોટું. પાપ નીસ્ચે માનજે આપ. ગુણ પછવાડે અ. તેગુણ કરે, તે નરતો નરકે પડે, સારદુલ કહે હું માનું નહી, કાંઇ સાખ પુરાવો અહીં. ભટજી કહે સાખ પુરાવું હું મારી સાથ આવને તું જુઠો પડું તો તો કાયા મુજ દેઊ, સાચો થાઊં તો મારગ લેઊં વણ પુછે જો ખાશો મુને તો તો ગઉ હત્યા છે તુને સારદુલ કહે શાચો થાઉં, તો તુજને જાવા ના દેઉં; એમ કહી બે ચાલ્યા જાય, આવ્યો વડ એક મારગ માંય ઘેર ગંભીર છેશીતળ છાંય, શીતપવન આવે છે ત્યાંય ત્યાં બે જણ ઉભા જઇ તે વારે વીપ્રે મુખથી વાણી કહી તારી કાયા છે અપરમપાર. માટે એક પુછ્યો વીચાર ત્યારે વડને વાચા થઇ મુખ થકી તેણે વાણી કહી શો કજીઓ છે તમારે જાણુ વીરતારીને કહો નીરવાણ, ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત કરગરવા લાગ્યો વડના સાથ. પોતાની સરવે વાતજ કહી, તે સઘળી વાણી વડે સહી મારો વાંક હોયતો મુજને કહો નહી તો મુજને જાવા દો.

દુહા—ત્યારે તે વડ બોલ્યો, મુજ વીતકની વાત તે સાંભળતા ભાગસે બેઉના મનની ભરાંત. ૧ ગંભીર છાયા મ્હારી શીતળ વાયુ વાય પશુ પંખીને માનવી બેશીને સુખી થાય, રૂપી શ્રમ કરે મ્હારા થડે શમવું તેનો તાપ; ઉપકાર મ્હારો અતી ઘણો તું સાંભળ બ્રાહ્મણ વાત, કોઇ ચુંટે કાયા મ્હારી; કોઇ ચુંટે મારાં પાન કોઇ ડાળી છેદન કરે તું સાચે સાચી માન. ૪ ગુણ પછાડે અવગુણ શહી, એમાં સો સંદેહ લખ્યા લેખ માટે વહી; તે ભોગવે તારી દેહ. ૫. એવાં વચન વડનાં સુણી, બ્રાહ્મણ થયો મન ભંગ શાર્દુલ હતો તે શાજ થયો, આનંદ પામ્યો તે અંગ, શાચી વાત મારી મળીને જુઠો પડયો આ ઠાર હવે તો ખાઉં તુજને નવ લગાડું વાર. ૭ ત્યારે

બ્રાહ્મણ બોલી બોલીગો, નહિ માનુ એ વાત, બીજાને પુછો જઇ પછી કરજો મ્હારી વાત. ૮ વણ ઇન્સાફે મારે મુને તે હત્યા બેસે તુજ શાર્દુલ કહે વળી વેઠશું દુઃખે ભુંડી ભુખ.

ચોપાઈ—પુછો કોઇ બીજાને જઇ, એમ કહીને ચાલ્યા તહીં; શરોવર સુંદર દીઠું જ્યાં પેલા જઇને ઉભા ત્યાં મનના મનોરથ મનમાં રહ્યા હઇવને ન આવી દયા જળવીંદ માતા છો તમો ભેદ બાગો દુઃખીઆ જઇએ અમો. ત્યારે સરોવરને વાચા થઇ મુખથકી. તેણે વાણી કહી શું દુઃખ છે ને શું છે કામ આવ્યા છો કેમ આણે ઠામ, ત્યારે બ્રાહ્મણ હરખીઓ મન સંક્ષેપ કહ્યું તે દન માટે ન્યાય ચુકાવો જાણ જેમ બચે બ્રાહ્મણના પ્રાણ એનો વાંક હોયતો શીક્ષા દો મુજને પાધરો જવા દો વાટ કરી બે ઉભા તહિ પછે સરોવરે વાણી કહી.

દોહરો—શરોવર કહે પ્રીતે, સાંભળ મારી વાણ બવીષ્ય તે મટે નહિ જે કરમે લખ્યું પ્રમાણ. ૧ પ્રથમ વાત મહારી સુણો વીતે છે મારી કાય, તેવી વાતો સુણ્યા પછી સંદેહ મનનો જાય. ૨. સરોવર સુંદર હું શહી, અમરત સરખું નીર પીગે જળ આવી કરી શીતળ થાય શરીર; અન્ન વીના જાય અંધ ઘડી, જળ વિના ન જાય પળ એક, એવા ગુણ છે માહરા તમો સાંભળજો વિવેક. ૪ પશુ પંખીને માનવી, સરવે તરપત થાય. તે અવગુણ મુજને કરે, તે સાંખી રહુછું આપ. ૫. કોઇ દંત ધાવન કરે, કોઇ આવીને નાહ્ય; કોઇ મળ મુતર ધુસે, તે ખમુછું મારી કાય. ૬ ગુણ પછવાડે અવગુણ સહી, નીશ્ચે આડા આંક સુખ દુઃખ કાયા ભોગવે, તેમાં શારદુલનો શો વાંક. ૭ એવાં વચન તેનાં સુણી, બ્રાહ્મણ પામ્યો દુઃખ, સાર્દુલ રીજ્યો અતી ઘણો, બોલ્યો પછે મુખ. ૮ હવે તો ખાઉં તુજને જુઠો પઠયો બીજી વાર, સાચી વાત મ્હારી

મળી. ભક્ષ કર આ વાર. ૯ ત્યારે લાચાર થઇ બ્રાહ્મણ કહે, હું દઉં હજી દ્રષ્ટાંત, હું હારયો જીત્યા તમો, તે ભાગી મનની ભરાંત. ૧૧ હવે ફરી વચન બોલું નહી, તુ કહે છે કરૂં પ્રણામ, હવે ત્રીજુ વચન મીથ્યા કરૂં, તો ઇશ્વરની મુજ આણ. ૧૨. તે વારે શારદુલ બોલીઓ, વળી જુઠો પડીશ આંય, ત્રીજીવાર હું ચુકવાનો નહી, એમ શાર્દુલે વાણી કહી. ૧૩ વળી આગળ ચાલ્યા સહી, એક દીઠું શિયાળ, બ્રાહ્મણ વાઘ ઉભા રહ્યા, બોલ્યા તુખ તત્કાળ.

**ચોપાઇ**—તે વારે વાચા શિયાળને થઇ, મુખ થકી તેણે વાણી કહી; ગુણ અવગુણ તણી છે વાત, પછી ભાગો મનની ભરાંત. ત્યારે બ્રાહ્મણે વાણી કહી વિતક વાત તે સરવે સહી, તમો કહો તે કરશે અહી. બેઉ જણ ઉભા છેઃ સહી, શીયાળ બોલ્યો મુખ થકી, પછી ન્યાય કર મુજ જાત. જુઠો સાચો કોણ હશે અન્યાય મુજથી કેમ થશે, કએ ઠામ છે પીંજર સહી, કેમ કબજ પડયો તે તહી, કઇ રીતે ઉઘાડયું બાર મુજને દેખાડો તે ઠાર; ત્યાર પછી ચુકાવું ન્યાય, મુખથી વાત તે કેમ મનાય એવાં વચન શિયાળનાં સુણી, વાઘને રીસ ચઢી છે ઘણી, વડને જળ જળ કરતાં ડાહ્યો તું આવ્ય ઠેકાણ દેખડું હું, જોયા પછી ચુકાવો ન્યાય એમ કહી ગયા ત્યાંય; એ પેલું મારૂં રેહઠાણ, આ પીંજરમાં પેઠો જાણ એ પંથાએ ઉઘાડયું નહી, ગુણ પાછળ અવગુણ અહીં; બોલ વેહેલી થા કહું છું તુને ભુખ ધીયો રાક્ષસ મનમાં કરે વિચાર, રાજકુંવરને કહ્યું તે વાર હવે તમે પધાર્યા અહી, હું પુછું તે કહોરે સહી.

**દોહરો**—રાક્ષસ મુખથી બોલીયો, સાંભળ માનવી જાત; શા દુઃખે તુ નીસર્યો, તે કહો મુખે વાત. કોણ જાત છે તાહરી કોણ માત કોણ તાત; બાળપણે વનમાં ભમે, શા દુખે મુજ ભ્રાત. ૨ માંડી વાત મુજને કહો, હું ભાગું તહારૂં દુખ, ઇશ્વર આણ એ

વાતમાં, વીસ્તારી કહો મુખ. ૩ રાખી વાત બાઇ તું કરે, તો ઇશ્વરની તુજ આણ; સાચે સિદ્ધ છે સહી, માટે સાચા બોલ વાણ ૪. ભાગીશ દુઃખ હું તાહરૂં, જયાં સુધી ઘટમાં પ્રાણ; સત વચન છે માહારૂં, તું સાંભળ ચતુરસુજાણ, ૫ વચન આપ્યું તેં લીધું કર મોઝાર પછે કરજોડીને બોલીયો. તે વેળા રાજકુંમાર. ૬ સીકસ્તતામેનો રાજીઓ તેહ તણો હું તન; ગુલબંકાવળી જોવા તણીઇચ્છા માહારે મન, ૭ રાજપાટ સરવે તજી નીકળ્યો છું હું બહાર; ફરતો ફરતો આવીયો, તમો તણા ઘરબાર. ૮ હવે રજા આપો મુજને તો ઝાલું મારગ સીધ; તમો સમ ખાધા મુજ આગળે, વચન આપ્યું મુજ નીધ. વીગત વાત માંડી કહી મેહેતો તમારી સામ; વચન પાળો તમ તણું, સમ કરો પરમાણ, ૧૦ એવાં વચન શ્રવણે સુણી, રાક્ષસ થયો મન ભંગ કરમે કર અરકાડીઓ બોલ્યો તેણે સંગ,

ચોપાઇ—બોલ્યો રાક્ષસ મુખથી વાણ, સાંભળ માનવી ચતુર. સુજાણ; તે ફુલ કાંઇ રસ્તામાં નથી, સાચી વારતા કહુ બેં કથી; બંકાવળી નામે પરી છે સહી તેની વાડીમાં એકજ ફુલ ઘણી સુવડ ને વસ્તુ અમુલ્ય. તેની રક્ષા કરવા રહુ છું હું, સત્ય કરીને માન જે તું; અઢાર હજાર હું સરખા સેનાપતી, તેની સેનાની શુ કહુ ગતી; એકસો બાસઠ ચોકી જાણ, એક અઢાર હજાર નીરવાણ. તમો કોઇ પેરે જાશો તહી, મુજને ચીંતા થશે આહીં; તેના બાપનું બહુ છે સેન, ત્યાં તમો જાશોજી કેમ. માનવીથી જવાએ નહી, માટે તમો ત્યા જાશો નહી; સઉ રાક્ષસ રક્ષા કરે, પવન સરખો નવ સંચરે. જમીન પર ચોકી વીછુને નાગ, ગગને સ્ત્રી પરીની જાત; ફરતો કોટ રાક્ષસનો તહીં, દેવતા થકી જવાય નહીં ચંદ્ર સુરજની દ્રષ્ટિ નવ જાય, તે ફુલ તુજથી કેમ લેવાય; પ્રથમ ચોકી માહારી સહી, માહરી નજરે દીઠું નહી. તે કેમ આવશે તાહારે હાથ, રાક્ષસ દુઃખ ધરે ઘણે મન

સાથ; હવે વચન માહારૂં મીથ્યા જસે, એ કારજ કેઇ પેરે થશે તેં તો ગુણ કીધો છે અપાર, અમરત્ત વરતુ કરાવી આહાર મારૂ વચન જો મીથ્યા થાય ધીકાર પડયો હમારી કાય; ધીકાર પડજો જાય વચન ધણું ધસ્તાઉંછું મારે મન. જીવ જવા સુધી કરવનો કાજ, બાહે, ગ્રહાની રાખવી લાજ, બ્રમણ બક્ષ રરોની તમો, એક રાક્ષસ તેડી આણ્યો અમો. એવાં વચન રાક્ષસનાં સુણી, રસોઇ સીધ કરી ચોગણી; ચાર ઘડીમાં કરી તઇયાર, ચતુર નરને આની વાર, પોતાની વાણી એ કર્યો ટોકાર એક રાક્ષસ આવ્યો તે ઠાર. જીુહાર કરીને ઉભો સાર વાત કરવા લાગ્યો તે ઠાર; રાજકુંવરને દીઠા જેટલે રાક્ષસ મુખ બોલ્યો તેટલે. એ માનવ રૂપ કાંથી લાવીયા, એ ઉપર કેમ રાખી દયા; ધણી સકોમળ તની દેહ, મન તણો ભાગો સંદેહ. કેમ રાખો છો હેતજ ધરી, એવી વાણી તેણે ઓચરી.

દોહરો—એવાં વચન તેનાં સુણી, બોલ્યો મીત્ર વચન, એ દેવ થકી અધીક છે, મેં તો આપ્યું સત વચન, એના ગુણનો પારજ નથી, એણે આપીઓ અમરત આહાર; પુત્ર કરતાં અદકો ઘણો, સુણો મીત્ર આ ઠાર. ૨ મરતુ લોકના માનવી એની શોભાનો નળી પાર; બીજા ગુણ એમાં ઘણા, શા મુખે કહુ વીસ્તાર. ૩ નીમકહરાય હું થયો એણે ભાગી મારી ભુખ; શું ઓશીગણ થઇશુ અમો એ નર તે મોહોટું દુઃખ ૪ માટે તેડયા મેં તમો, એશોની આ ઠાર; ખાન પાન કરીએ સમી, પછી કરીએ એક વિચાર ૫ બેઉ જણા બેઠા સહી, ત્રીજો માનવી સાથ; મુકયાં ભોજન મુખ આગળે, આણી મન ઉલાસ, ૬ સાત વાનાની સુખડી. બીજું સાહીત અપાર; મુખ આગળ સહુ મુકીયુ; તે કરવા બેઠા આહાર. ૭ અમરત વરતુ મુખમાં ધરી. ઘણા શોભતા સાર; તેમ તેમ રાક્ષસ રીઝીઆ, આણી મનમાં વહાલ ૮ ધન માનવ તારી ભુખને તરપત કરયુ મુજ મન; શું દુઃખ છે તારી

કાયને, કહે મુખે સત વચન. ૯ જે વસ્તુ ખાધામાં નહી, તેનો ચખાડયો સ્વાદ; તુ કહે તે કરીએ અમે, મનમાં આણી ઉલાસ. ૧૦ ત્યારે પહાડ મુખ ઓચરર્યો, એને છે મોટું દુઃખ તેતો કામ થવાનું નથી, એવું બોલે છે મુખ. ૧૧ ગુલબ'કાવળી જોવા તણી ઇચ્છા છે એને મન; તે કારણુ વનમાં ભમે, તું સાંભલ મીત્ર વચન. ૧૨ માહારે શરણે એ આવીયો, કરાવ્યા અમરત અહાર; નીરાશ થઈ જાશે સહી તો ધીક આપણો અવતાર. ૧૩ માટે તેડયો કંઇ પેરે થાય એનુ કામ; મનોરથ પોહોચે એહનો, તો થાય આપણું નામ.

ચોપાઇ—એવાં વચન પાહાડનાં સુણી, તેના મીત્રે વાણી ભણી; એ વાતની ચીંતા નહી, એનું કામ થવાનું સહી મોકલું માહારી બઅનીની પાસ; તે પુરાવા એની આશ: ઘણી ફોજ છે સરવથી, રાક્ષી વિદ્યાનો પારજ નથી. પ્રથમ ચોકી તેની સહી, તે નીસ્ચે કામ કરવાની તહી; એમ વીચારયુ મન મોજાર. કાગળ એક લખ્યોં તત્કાળ ઘણી વીનતી તેમાં લખી, તેડયો એક રાક્ષસ મુખી; જે ફરમાવો તે હું કરૂં, કહો આજ્ઞા તો મુસ્તક ધરૂ, તે રાક્ષસ બોલ્યો તે ઠાર, માહારી બેહેન અબોલા સાર; તેની પાસે જવાનો સહી આ માણસને સાથે લઇ; પ્રથમ જઇને આશીશ કરો; પછી એના ખોળામાં ધરો તાહારા ભ્રાત તણો એ પ્રાણુ, નીસ્ચે માનજો સાચી વાણુ; જીવ થકી કરજો જતન, જાણે પેટ તાણે મુજ તન. જતન કરી એને રાખજો, એની આશા પુરી પાડજો, મુખ જુબાની એવી કહી વળી કાગળ કર આપ્યો લઇ. ફુલની પેરે જાળવજે તુ, નહીતો મારી નાંખીશ હું; પ્રતીઉત્તર પાછો લાવજો, ચાર ઘડીમાં પાછા આવજો. વધતી વાર લાગશે આ ઠાર, મારી નાંખીશ આણી વાર; તે સવકે નામ્યું શીશ, ઉઠયો તે વેળા તે દીશ. એક હાથપર બેસાડયા જાણુ, બીજે કર ઢાંકી નીરવાણુ ગમન મારગે ચાલ્યા વહી ચાર ઘડીમાં પહોંચ્યા સહી. અબોલા

બેઠી હતી મુકામ ઘણી શોભા છે તેણે ઠામ. દીઠો અનુચર હરખી નાર; તેને જોઇને કરચો જુહાર. મુખ જુબાની સઘળી કહી, ખોળા મધે મુકયો લઈ, જોઇ મુખને હરખ્યા મન, ધન ધનરે આજનો દન. જાણે પ્રગટયો દીનકર સુર; એવું તે માનવનું નુર; અબોલા બોલી તે ઠામ, મારા ભાઇને કહેજો પ્રણામ તમે મોકલ્યો તે મ. હારે પ્રાણ, નીસ્ચે કરી ભાઇ તું મનમાં જાણ, અનુચર ત્યાંથી પળ્યો, આવી તે રાક્ષસને મળ્યો. આવી હકીકત સરવે કહી, તે રાક્ષસ હરખ્યો તહીં.

દોહરો—અબોલાએ મન વીચારયું. માનવ આવીયો મુજ પાસ; માહારા ભાઇએ મોકલ્યો. તેની કરવી બરદાશ ૧ એ પુત્ર છે કોઇ રાજ તણો, આવી ચડયો હદે ત્યાંય, એ બત્રીશ લક્ષણો સહી; શું કરવું હવે આંય, પુત્રી માહારી મોટી થઇ, જેનું મેમુંદા નામ; તેની સાથે પરણાવું અમો તો થાય માહારૂ કામ; એવું મન વીચારી કરી, બોલાવી મેમુંદા નાર; તેડાવીને કહ્યું સહી, તુને પરણાવું ભરથાર. ત્યારે મેમુંદાએ વાણી કહી, હું ખુશી થઇ અપાર; તમો એને કયાંથી લાવીયાં સાચુ કહો આ ઠાર.

ચોપાઇ—શીકાર રમવા ગઇતી બહાર ત્યાંથી લાવી રાજકુમાર; અચરજ તેતો થઇને રહી, પછી તેણે વાણી કહી, માતાજી પરણાવો મુને, એતો સાચું કહુ છું તુને; માતાએ પરણાવી તે સાથ પછે રાજા સાથે કીધી વાત. એકાંત જગા પોતાની સહી. તેના ભરથારને તેડી ગઇ; પછે કર જોડીને બોલી નાર; તમે વીગત વાત કહો ભરથાર રાજકુંવર પછે બોલ્યો તહી, મારી વીગત કહુ છું અહીં સમ દીધા માટે કહુ છુ અમો, પુછોછો તો સુણજો તમો. હુ છું રાજા કેરો પુત્ર, બાળપણામાં મેહેલું ઘર સુત્ર ગુલબકાવલી જોવાનું મન, તે કારણ નિકળ્યો હું વન. પ્રથમ કેરા કહાડયા પાર, ફરતો ફરતો.

આવ્યો આ ઠાર; એક રાક્ષસ શુ મિત્રાઇ થઇ, તેણે મોકલી દિધો અહી અબોલા હરખી મન સાથ, તેણે મેહેલ આપ્યો સાર. તુને પરણાવી આપી કરગરી, મુખ થકી વાણી ઓચરી. સુખ ભોગવે નરને નાર, વઇભવ ભોગવે અપરમપાર; જોઊં ફુલ તો ભાગે ભુખ, ત્યાર પછી ભોગવ્યું સુખ. પરમેશ્વરે મેળવ્યો જોગ, પણ નવ પહોચ્યા મનના કોડ; બકાવલી ફુલ જોવું એકવાર, તેતો સફલ મારો અવતાર નહીતો હું રહેવાનો નથી, સાચી વાતતો કહું છું કથી. એવાં તે નરનાં સુણી વચન, પ્રસન્ન થયું વીનતાનું મન. એ વાતનીચીંતાનથી ગુલબકાવલી દેખાડીશ સરવથી, એ અબોલા માતા મુજે જાણ, કહાડે છે મુજપર પ્રાણ. મારૂ વચન મીથ્યા નવ કરે; મેર કહુ તો નીશ્ચે મરે જીવ એકને જુજવી દેહ. માહારા ઉપર રાખે છે નેહ બળ તણો કાંઇ પારજ નથી, તેથી કામ થશે સરવથી; ભેદ પર પંચ કરશે તે ઠાર મોટે જઇએ ચાલો ભરથાર. એવાં વીનતાનાં સુણી વચન, રાજકુંવર હરખ્યો મન નરનારી આવી ત્યાંય અબોલાને લાગ્યાં પાય, દીઠાં નરનારીનાં મુખ ઘણી રાક્ષસી પામી સુખ ખોળામાં બેસાડી નરનાર, મુખ થકી બોલ્યાં તે ઠાર; પુછે નરનારીને દુઃખ, બન્યોનાં ઉતરી ગયાં મુખ. ખાવા પીવાની નથી, કેમ દુઃખ ધરો સરવથી, એવાં વચન સુણી તે જોગ, કુંવરી લાગી માતાને પાય,

દોહરો—માતાજી સુણો મુજ વીનતી, મારા સ્વામીને દુઃખ; નીસાસા નાખે ઘણા, નથી ભોગવતા સુખ ૧ ખાવું નહીપીવું નહી. હાશવીનોદકે વાત; સંસારનું સરવે તજી. ઝુરે દીવસને રાત, ૨ માહારે કાજ તમે લાવીયા, સ્વામી ચતુર સુજાણ; આશા નવ પહોંચી માહરી, કરમે કીધી હાણ. ૩ ઘણી વિનતી મેં કરી ત્યારે બોલ્યા વાણ, ગુલબકાવલી જોઉં, નહી તો જાશે મારા પ્રાણ. ૪ અબોલાએ ચાંપ્યો રૂદે હાથ ફેરવ્યો શીશ, ચિંતા તજરે દીકરા કરીશ તુજને

બક્ષીસ ૫ બાગ દેખાડીશ એહનો. એમ બોલી તે મુખ ચિંતા તજ દીકરા. કરીશ તુજને સુખ. ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની ગગનેપરી અતુલ્ય, આંખમાં ધુળ નાખી સરવને, દેખાડીશ એનું ફુલ. ૭ સત્ય વચન છે માહરૂ કરવું મારે કામ, ફુલ દેખાડું નજરે કરી તો અબોલા મારૂ નામ. ૮

ચોપાઇ—એમ કહીને મનાવ્યું મન. નરનારીનુ, હરખ્યું વદન ખાનપાન કરાવોને જઇ, તેડું આપ આવજો અહી. વહી ગયા મુકામે નરને નાર, અબોલાએ મનકર્યો વીચાર એ નર નારી થાસે સુખ દેખાડું ફુલ તો જાએ દુખ વીચાર એમ કર્યો તે ઠાર. તેડયા રાખસ એક હઝાર; આવી કરીને નમાવ્યું શીશ, જે કહો તે કરીએ આ દીશ. અબોલા કહે એ કામ. ઉંદરના રૂપ ધરો આ ઠામ સળંગ મુકો આણે ઠાર, જાય ગુલબંકાબળી મેહેલ મોઝાર, ચોકીવાળા કોઇ જાણે નહી, એ રીતે કામ કરવું સહી; તે તે રાક્ષસે વચન ચડાવ્યું શીશ, એમ કહી ચાલ્યા તે દીસ. ઉંદર કેરાં રૂપજ ધર્યા સળંગ પાડવાને પરવર્યા; રાક્ષણુ વીધા તેને શી વાર ક્ષણુ માત્રમાં પાડયા પહાડ, તે વાડીમાં પડયું દ્વાર, પાછા ફરી આવ્યા તે ઠાર, અબોલાને કરયો જુહાર, સિદ્ધ કામ કરયું તે વાર એવાં વચન રાક્ષસનાં સુણી ખુશાલી વાધી મનમાં ઘણી, જાઓ જંગલમાંફરતા ફરો, ભક્ષ ભોજન મન ગમતાં કરો, એમ કહી આપી રજાય સહુ સહુના મુકામે જાય, પછે રાજકુંવર તેડાવ્યો જાણ, મુખ થકી તે બોલ્યા વાણ, ગુલબંકાવળી દેખાડું આજ, કરૂં તારા મનમાં કાજ આ સળંગમાંથી જાઓ તહીં, દુરથી જોઇને આવે અહી કરશો સોળ તો થાશે ગાત: નકી માનજો સાચી વાત, કદાપી કોઇની પડશે દ્રષ્ટ તો તો ઘણું ભોગવશો કષ્ટ મેં જીવ ગયાનું કરયું છે કામ ચેતાવું શું આણે ઠામ એમ કહી તેડાવ્યા દાસ, તતક્ષણુ આવી ઉભા પાસ

આ માણુસને લઇ કરી દેખાડો વાડી નજરે ભરી સળંગમાંથી નવ કહાડશો બાહાર ઉભા રહેજો જ્યાં ચરનું દ્વાર, જો વાંકો થશે એનો વાળ તો તે આણુસે તમારો કાળ; જતન કરી દેખાડો જઇ. પાછા તેડી લાવજો અહી. એમ કહી વળાવ્યો રાય લઇ ચાલ્યા સળંગની માંય, જે ઠેકાણે પાડેલું દ્વાર, ચાર ઘડીમાં આવ્યા તે ઠાર,

દોહરો—દ્વારને મુખ આવી કરી, બોલ્યો અનુચર વાત; ગુલબંકાવલીનો બાગજ સહી, જુઓની તમે ભાત ૧ ન્યાળીનેજોયું તહી, જાણે ઉદેકાર ઉદ્યોત, ઇંદ્રપુરી કોણ માત્ર, એવું દેખાય જગ-મજ્યોત. ૨ રાક્ષસ સાથે બોલીયો, જાવા દે મુજને બહાર જોવું ચરચા બહાર જઇ, પાછા આવીશું આ ઠાર. નહીતો આતું મુજને નહિતો ખાઇશ પ્રાણ, જોયા વિના નવ રહુ સાચી માન મુખ વાણ ૪ જે દીપકમાં પડે પંતગીઓ, તેમ પડવા માંડયું બહાર. રાક્ષસે ઝાલી કરી, લીધો સળંગ મોઝાર. ૫ અરે મુરખ તું માનવી. એ શું કરે છે કામ; જીવ જશે એક પલકમાં, ખોઇશ મહારૂ નામ. ૬ જક્ષ કે વળી રાક્ષસી, કોઇ દેખશે નારી કાય; ભક્ષ કરી જાશે તુને તેનો શો ઉપાય ૭ અબોલાએ મુજને સોંપીયો હુ શું કરૂં આ ઠારે બુદ્ધિભ્રષ્ટ તુ કેમ થયો મનમાં કરતી વીચાર. ૮ એવાં વચન તેનાં સુણી બોલ્યો તે મુખે વચન. નવ જવા દે મુજને તો પાડીશ મારૂં તન. ૯ જીભ ખેંચી કહાડીને મરૂ કે મારીશ પેટ કટાર, જોયા વિના જવાનો નથી, માહરે મરવું એકજ વાર. ૧૦ રાક્ષસે મન વિચાર્યું આવી પડી મુજ શીશ, જે બનશે તે ખરી, આપી રજા તે દીસ. ૧૧ તુજ કારણ મરશું અમો, શું મુખ દેખાડીશું ત્યાંય લખી હશે તે થશે જે મુજ કીસમત માંય. ૧૨

ચોપાઇ—એમ કહી આપી રજાય, પેઠો કુંવર તે બાગની માંય જીવ ગએથી નવ ડરે, મન ચીંતવ્યું તે તો કરે. સુવરણ તણી છે.

પૃથ્વી તહીં. જરા રજને કચરો નહીં; પુષ્પ ઝાડ તો અપરમપાર, કવી કહે શું કરૂં વીસ્તાર દેવતાઇ ઝાડ દેવતાઇ ફુલ, શોભા ચીંતામણી સમતુલ્ય; ઘણાં વૃક્ષ તે શોભા માન, સરોવર સરખી શોભા જાણ કોઇ રૂપા સરખી સહી, તેની શોભાનો પારજ નહી, કોઇ વૃક્ષે હીરા સરીખાં ફુલ, ઘણું તેજ ઝગીક અમુલ્ય. કોઇ ઝાડ ઉપર મોતીની ઝુલ, શોભા ચીંતામણી સમતુલ્ય; કોઇ ઝાડ લીલમનાં સહી, તેના સામુતો જોવાય નહિ. કોઈ ઝાડ જાણે હીરાની જોત, ફગ જાણે ઉદેકાળ ઉદ્યોત હોઇ ઝાડ શોભે બહુ સાર ફળ જાણે રતન જળકાટ. મેવા કેરા પારજ નથી, એ દેવતાને દુરલભ સરવથી; પુષ્પ સુઘડ તેનો નહિ પાર જોતો ચાલ્યો રાજકુમાર, જોતો જોતો ચાલ્યો જાય આનંદ તેને અંગ ન માય: દિઠો દરવાજો તે ઠાર, સોનાના થંભ રૂપાનાં દવાર રતન જડીત્ત તણાં છે કામ, ઘણી શોભા દીઠી તે ઠામ બારી ઉઘાડી દીઠી તહી, તે મધેથી ચાલ્યો વહી, કીધુ પરમેશ્વરનું થશે, જોઉં આગળ બીજું શું હશે, એમ વિચારી મુકયો પાગ, વળી આગળ ચાલ્યો જોઇ લાગ. દીઠો ત્યાં એક સુંદર મેહેલ તે આગળ સ્વર્ગપુરી સેહેલ, અમરાપુરી શીવપુરી કેરો ઠાઠ, વૈકુંઠપુરીની સુંદર વાટ દેવતાઇ કામ વિશ્વકર્માએ કીધ, ઘણી રચના વિધ વિધ; જાણે કોટી ઉગ્યા ભાણ, એવો મેહેલે શોભે નીરવાણ ગુલબંકાવળી હોજમાં સાર; ફુવારા છુટે સેહે સતર ધારા; તેની પાસે સુંદર તલાવ, પાળ તેની રતન જડાવ તે મધે એક સુંદર ફુલ, સોભા ચિંતામણી સમતુલ્ય, લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહિ, ગુલબંકાવળી તેનું નામ, કુંવરે નિશ્ચય કિધો આમ એ સિવાય બીજી નથી, સીદ્ધ કામ થયું સરવથી વસ્ત્ર ઉતારયાં તેની વાર, પડયો જળમાં ન લાગી વાર; તે, ઠયુ ફુલ તે જતન કરી, આવ્યો બહાર તે જળમાં તરી વસ્ત્ર પોતે પરીવાનજ કીધ; પુષ્પ કેડમાં બાંધી લીધ; પછિ તે મનમાં કરયો

વિચાર. હવે મેહેલ જોવું તે ઠાર એવું પોતે વિચારયું મન કામ મારૂ થયું તે ધન્ય; મારા પિતા દેખતા થશે ચડયું કલંક તે ઉતરી જશે, પ્રભુ રાખ્યો તેં મારો ધરમ, મન થયું મહારૂં પ્રસન્ન; ધન્ય રાક્ષસ ધન્ય અબોલા નાર, મહારૂ કામ ઉતાર્યું પાર,

દોહરા—જોઈ ચરચા સઉ મેહેલની. એમ વિચાર્યું મન નીરભે થઇને પરવર્યો, ત્યાં તે જોવન ૧ ચાલ્યો મેહેલમાં ચતુર નર, મહા શોભા અપરમપાર; દેવ કામ ઝળકી રહ્યા, તેનો કહુ વિસ્તાર. ૨ બારણાં બારશાખ ને બારીઓ, જારી અટારી માળ, સોવણ સ્થંભ ઝળકી રહ્યા, ચીત્ર વીચીત્ર વિશાળ. ૩ કામ છે આરસપહાણનું જાણે જળહળ જયોત; દિવસ રાત જણાય નહિ ઉદેકાર ઉદ્યોત. ૪ કવી કહે શું વરણવું, મેહેલ સુંદર તે ઠાર; ત્રણ લોકમાં શોભા નથી, કેટલો કરૂ વિસ્તાર. ૫ પુરવ જન્મ સાંચે કરી, રાજકુંવર તાંહાં જાય; લખીત વાત મટે નહિ. ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સઘળે ફરે, નથી ડરતો મન માંય; જુવે છે રચના અતી ઘણી નીરભે છે રાજન. ૭ પશુ પંખી કે માનવી. નથી નરને નાર; આવી રચના કોને કરી, એમ કરે વિચાર, એમ વિચારી ચાલિયો, ચાલ્યો સાતમે માળ, રચના છે અતિ ઘણી, તરેહ તરેહના ખ્યાલ; પુષ્પ નાના પ્રકારનાં, સુગંધનો નહિ પાર, હીંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર ૧૦ જાણે શશી ઝળકી રહયો, રંભા કુળ અવતાર; જાણે ચમકે વિજલી, આવ્યો માસ અશાડ. ૧૧ તેજ ઘણું તે નારનું વાગ્યું મોહનું બાણ; આંખે તમર આવીયાં જોતાં નીરખીયો બાણ, ૧૨ મુરછા ખાંઇ અવની પડયો, જાણે સુતો સેજ; વિનતા કાંઇ નથી જાણતી ભર નીંદ્રામાં છેજ.

ચોપાઇ—હીમત રાખી ઉભો સહી. વિનતાની શોભા શી કહુ તહી, છુટી વેણ કુચપર લપટાય જાણે મણીધરની સોભાય. જોઇ થયો મન

અંગ, તેથી અદકો અધરનો રંગ, ઝાંખી પડે તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્દયોત અગ અણી ભ્રકુટી બાંળ, મુખ કમળથી શોભાં વિશાળ કુચ સ્થળની ઉપમા ઘણી; જાણે શોભા નારંગી તણી. કદળી લજ્યા પામીને રહી, તેની જંગા નાજુક છે સહી; ગુલાબ જોઇ લાગ્યો દાવ તેથી પગની પાની લાલ. આભુષણ તણો નહી પાર, જોતાં ત્રમ થયો રાજકુમાર; નખ શીખથી નરખી છે નાર નીસાસા મુક્યા તેણીવાર ક્યાંથી પોચે મનના કોડ તરણ લોકમાં નહિ વિનતાની જોડ ક્યાંથી ભાગ્ય મારૂ ફળે, એવી નાર કેમ મુજને મળે; કદાચને જાગી ઉઠશે, કરે કરોધ તો જીતજ જશે. હું આવ્યો તે શું જાણશે નાર, માટે નિશાની મુકુ આ ઠાર. એમ વિચારી ગયો તેણી ભણી, વીંટી કહાડી સ્ત્રી તણી, પોતાકેરી ઘાલી સહી, તેની શોભાં નવ જાએ કહી, છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેઓ આકાર, વીંટી તેમાં પોતાનું રૂપ, અદલા બદલી કરી ચાલ્યો તે ભુપ. આવ્યો જ્યાંહાં ગફા મુકામ, રાક્ષસે મનમાં કરયો વિચાર. કેમ લાગી આવડી વાર એટલે આવ્યો રાજકુમાર રાક્ષસ હરખ્યો તેને ઠાર. દીઠો માનવી હરખ્યું મન, ઉંચકીને ચાલ્યો તે વન, અબોલા આગળ મુકયો જઇ, ઘણી ખુશાલિ મનમાં થઇ હસી મુખે બોલિ વાણ, સુણો માનવી ચતુર સુજાણ ગુલબકાવલીનો જોયો બાગ, એવાં વચન બોલી તે જાગ માતાજી તમારી કિરપા સાથ આશા પુરી પડી મુજ માતા, હરખ્યું અબોલા કેરૂ મન, તેડાવ્યા રાક્ષસ તેણે દન. જાઓ થળંગ પુરે આ ઠામ, નહિતો જાશે આપણું નામ; બરાબર ભોમિને કરો, પછે સુખે ફરતાં ફરો. રાક્ષસ વિઘા તેને શિવાર, પૃથ્વી મેળવી તે વાર, કરી મોજ તમો નરને નાર. વઇભવ ભોગવો અપરમપાર. તે સ્ત્રીને આપ્યું સુખ, ગયું તે વિનતાનું દુઃખ.

દોહરો—મનના મનોરથ પુરા થયા, ખુશાલી વધિ અપાર;

પછે નરને નાર સુખે મળ્યા, કિધો વાત વિચાર. ૧ ઘણી સુઘડ તે સુંદરી, રૂપે રતિ સરીખી કાય. તેની શોભા ચોગણી, રૂપે રતિ સરિખી કાય; તેની શોભા ચોગણી, રૂપે સુંદર રાય. ૨ જુગતે જોડુ નર નારનું, કરિ વિનોદને રંગ, વઇભવ ભોગવ ઇંદ્રના, આણંદ બેઉને અંગ. ૩ પ્રાતઃકાળે ઉઠી કરી, જાય અબોલા પાસ, દેખીને રિઝે ઘણું પામે મન ઉલ્લાસ. ૪ ખોળામાં બેસાડે લઈ, ડાબા જમણી નર નાર. જોઇ મુખ નરનારનું, હરખે અપરમપાર. ૫ જે જોઇએ તે હાજર કરે કસિ વાતે નહિ દુઃખ ખાય પિએ રંગે રમે. સદા ખુશાલી મુખ. ૬ એક સમે તે બોલિયો વિનતા પ્રત્યે વચન. માતા પિતાને મળિએ જઇ, જો માને તાહારૂ મન. ૭ તારા સજનને હું મળ્યો, તું પુરણુ મળે પરીવાર. રાજપાટ જઇને કીજીએ, ત્યારે સફળ થાય અવતાર. ૮ રાજપાટ ભોગવ્યા તણિ ઇચ્છાછે મનમાંય. વિજોગ ટળે વાહાલા તણો એમ મુખથી બોલ્યા રાય. મુવે છુટવાના નથી, કરમે કિધિ હાણુ. મનના મનોરથ ક્યાં પોચશે, કાળા ગ્રહની ખાણુ ૧૦ એવાં વચન શ્રવણે સુણી, મેમુદા બોલી વચન, ચિંતા મનની પરહરો શીદ ધરે; દુઃખ મન. ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગ વિલાસ, રજની વિતી રંગમાં, થયો પ્રાતઃસકાળ ૧૨ સ્નાન દાન ભોજન કરી, સજ્યા સોલ શણુગાર: નરનારિ બેઉ આવીયાં અબોલા બેઠી ઠાર.

ચોપાઇ—દીઠિ નર નારીની દેહ, અબોલાને લાગો નેહ; ખોળામાં બેસાડી જોડ, દીઠું મુખને પામી કોડ. ઘણી કાંન્તી છે રૂપ વિશાળ, આવ્યું રાંક્ષણીને વહાલ; દીપ વસ્ત્ર શણુગાર સોળ, ચંદ્રવદની મુખ રાતા તંબોળ. જાણે ઈંદ્રાણીનાં રૂપ, ગગનથી અવતરીયો ભુપ; તેવી શોભા નરની થઇ, ઘણી રાક્ષણી મનમાં મોહી. માગો માગો નરને નાર, જે માગો તે આપુ આ ઠાર; વચન તમારૂ મી-

થ્યા નવ કરૂ, જે માગો તે હાજર કરૂં. ચંદ્ર સુરજને માગો તમો તો તે આણી આપુ અમો; ઘણું મને આવ્યું છે વહાલ, માગો તે આપુ તત્કાળ. તે વારે મેમુદા બોલી વચન, હસી કરાને તે દન; માતા માગતાં આવ્યાં નરનાર, વચન આપો તો માગુ આ ઠાર સત્ય વ-ચન આપો કર ધરી, જે માગો તે આપુ દીકરી રખે શરમાતાંનરને નાર, ઇચ્છા હોય તે માગો આ ઠાર એવાં વચન અબોલાનાં સુણી મેમુદાએ વાણી ભણી;અમો નરનારી કેરી જોડ, માત પીતા મળવાનો કોડ. કુટુંબ પરીવારના જેઇએ મુખ તો તો થાય માતાજી સુખ; મુજ સ્વામી જુરે રાતને દન, માતા પીતા મળવાનું મન માટે રજા જો આપો માય તો તે કુટુંબ મેળાવો થાય, એવાં વચન બોલી તે વાણુ ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ. મુજને વચને બાંધી કરી એ શું વા-ણી મુખે ઓચરી; કેમ વાળીશ મહારૂ મન, કેઇ પેરે જશે મારા દન તારો વાંક નથી લગાર, તારા સ્વામીએ શીખવ્યું આ ઠાર મેં તો એને સોંપી તુને, એણે દગો દીધો. મુને વચન મહારૂં મીથ્યા ન કરૂં તારે વીજોગે નીશ્ચે મરૂ એમ કહી રાક્ષસી રહી ત્યારે કન્યા બોલી તહી. માતાજી હુતો તારી બાળ બાળ પણાથી રાખો છો વ-હાલ, વસ્ત્ર આભુષણને પાન; સોળ વરસની નીધાન સુંદર સ્વામી પરણાવ્યો મુને; સઘળો ઓરીયો વીત્યો તુને; હવે સરગ જનમારો મારો થાય, જો વસ્તીમાં જઇએ માંય.

દોહરો—એવાં વચન કુંવરીનાં સુણી હરખી અબોલા મન જાઓ નરને નારી તમો મળો કુટુંબ સાજન, ૧ વસ્ત્ર આભુષણ આપીયાં, શણગાર આપ્યા બહુ ત્યાંહ; જુવે મુખ નારનું રાણી રીઝી મન માંહ એકેકે વાર પછી આપીયો પોતાના શરીરનો જેહ; કદાપી દુખ તમે પામશો હું જાણીશ મારી દેહ, ૩ અગની ઉપર તમે બાળજો, કદી પડે કાંઇ દુખ તે વેળા જાણુ મુજને થશે અમો આવીને કરશુ

સુખ. અઢાર હજાર રાક્ષસ લઇ, આવી પહોચીશ હું ત્યાંય; તારા દુસ્મન પરાજય કરીશ. નીસ્ચે જાણો મનમાંય ૫ એમ કહી વળી તેડીયા બે રાક્ષસ તેણીવાર; આવીને ઉભા રહયા કરયા દંડ જુ-હાર ૬ આ નરનારીને લઇ કરી ઉડો ગગન મોજાર, એ કહે ત્યાં મુકો જઈ પાછા આવજો આ ઠાર. ૮ કદાપી એ દુઃખ પામશે વાંકો થાશે વાળ; તો તો મારી નાખશું, આણી બેકનો કાળ. પત્ર લખાવી લાવજો, એમના હાથનો અહીં; એમ કહીને વોદાય કરતા રાક્ષસને સઉ તહી, ૧૦ રાક્ષસ વાટે વીનવે બાઇ કીયુ તમારૂ ગામ; ત્યાં જઇ ઉતારીએ એમ બોલ્યા કરિ પ્રણામ, ૧૧ રાજકુંવર ત્યારે બોલીઓ, ફરદ શેહેર મોજાર; ત્યાં જઇ મુકો મને તો પહોચે મનની આશ. ૧૨ ચાર ઘડીમાં મુકીશુ, એમ કહીને ઉડી જાય; આવી પહે ચ્યા પલકમાં. જ્યાં લાખીને ત્યાંય ૧૪ તે શેહેર સમીપે જઇ રહયા, દીઠા મેહેલ અવાસ; કીયો મેહેલ છે તમ તણો, ઓળખો આણી ઉલ્લાસ. ૧૪ નવ ટુકા મેહેલ છે તુમ તણા, ઓળખ્યો તેણે ઠામ; રાજકુંવર દેખાડીઆ, ઉતરયા તરતજ ઠાર. ૧૫ નરનારીને મુ-કીયાં, મેલીયાં મેહેલની માંહ; રાક્ષસ બેઠા બારણે નત્ર ઓળખે તેને ત્યાંય.

ચોપાઇ—બેઉ ગયા મેહેલની માંય, લાખી ગુણકા બેઠી ત્યાંય; દીઠું રાજકુવરનું મુખ, ગયું દોહલું તેહનું દુઃખ જાણે અંધા પામ્યો લોચન, તેવા ખુશાલી વાધી મન; દંડવત કરી નામ્યું શીશ; સફળ થયો આદીસ. મોતીની થાળે વધાવી કરી ઓવારણાં લીધાં સુંદરી પછે સજ્યા સોળે શણગાર, આવીને બેઠી નાર વીગત વાત પુછી તે ઠાર સંક્ષેપે કહો વીસ્તાર. લાવો પુષ્પ આ લો નાર, એ પણ છે રાજાની કુમાર, લાખી તે વારે રાજી મન, રાજ કન્યા શું બોલી વ-ચન, આપણ બન્ને સહીયર થયાં દુઃખ [illegible] સપનાં ગયાં. આશુ

પીશુ ને રેહેશુ પાસ પ્રભુએ પુરી મનની આશ; મળી બેડી રહી બેઉ પાસ, રાજકુંવર ગયો જયા દાસ કાગળ લખીને આપ્યો તહી, દેશ હમારે પોચ્યા સહી; કશી વાતે દુખ પામ્યા નહી એમ લખી આપ્યું સરવથી માગી શીખને નીકળ્યા સહી, અબોલાને જઇ મળ્યા તહી; સુખ જુબાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઇ એ વાતતો અહિંથી રહી રાજકુંવર શું કરે છે તહિ; હાસ વિનોદને કરે વીલાસ હાભા જમણિ બન્યો પાસ સાત દીવસ રહી તે ઠાર લાખીશુ બોલ્યા તે વાર સિરકસ્તાન જાશુ સરવથી અહિયા રહયાની કાંઇ શોભા નથી, મુજ પિતાસુ કરવું કામ દેખે આંખે તો થાયે મુજ નામ માટે તઇયારિ કરવી સહિ પાણી પીવાએ રહેવું નહિ, લાખિએ વચન ચડાવ્યું શિશ ઉઠિ તે વેળા તે દિશ માલ ખજાનો ધન ભંડાર ચડાવ્યું સરવે વહાણ મોજાર સિરકસતાન જાવા તઈયાર સામાન સરવે કહાડયો બહાર રાજકુંવરિ બેઉએ સાર, વહાણમાં બેશી જાઓ તે ઠાર શું પગવાટે આવિશ તહિ. ઓવ વાણિ વિનતાને કહિ એવિ વાત કરે તે દિશ, દરવાને જઇને નામ્યું શિશ; કેદિ લાચાર રાજાના બાળ, તે કહે છે હમારા શા હાલ જે ફરમાવો તે કીજીએ જીવતદાન અમને દીજીએ એવિ વાણિ લાખિએ સુણિ, મુખ થકી તેણે વાણિ ભણિ, સમાચાર રાજાને કહ્યુ, ત્યાર પછી તેમને જાવા દઉં.

દોહરો—એવાં વચન લાખીનાં સુણી,ઇગ રાજાની પાસ; કરજોડી કરી વિનતિ કરિ વાણિ પ્રકાશ: ભાઇ તામરા છે કેદમાં તેને કહાડોની બહાર: તમને જેમ મનમાં ગમે તેમ કરો આ ઠાર એવાં વચન વિનતાનાં સુણિ તેડયા સભાનિ માંહે, ચાર જણા આવિ કરિ, કરજોડીને ઉભા ત્યાંય ૩ પુન્ય તણા પ્રતાપથી, ભાઇ તમે જીવ્યા જાણ, પર ઉપકાર તમો કરો ઉગારો હમારા પ્રાણ ૪ તમ વિના મુકાવનાર કોઇ નથી, નથ ટળી હમારૂં દુઃખ એમ કહિને ટળવળ્યા,

કરોની હમને સુખ, તમો લાખિને જીતાયા, માટે કરો પરમારથ આજ કાળાગૃહથી છોડાવીઆ રાખિ હમારિ લાજ. ૬ કરજોડિને ફરગરે આ બંધથી મુકાવો ભ્રાત; ગુણ તારા ભુલું નહિ, લઇએ લાખેણિ વાટ ૭ એમ કહિને રૂદન કરે, ત્યારે દયા આવી મન; મન થકી બોલિયા ત્યારે હશી કરિ રાજન ૮ તમો તો ચારે હારીયા ગુલામ તો થયા આ ઠામ; હવે કેઈ પેરે છુટશો, પોચે મનની હામ. ૯ નામ ગુમાવતો નાહં ટળે લોનિ કગાળે છાપ; પગમાં નિશાણિ લોહો તણિ તો મુક્ત જીવતા આપ ૧૦ ત્યારે ચારે જણા કરે વિનતિ અમો રાજાના છીએ તન; કુળને ખાંપણ લાગી ઘણી, આપ વિચારોની મન ત્યારે રાજા બોલિયો, લે જંઘા ઉપર ડહામ; તે વાત કાઇ નવ જાણસે મુકી દેઉ આ ઠામ. નિશાનિ કીધા વિના કાઇ નવ મુકે ગુલામ; કબુલ કરો મુજ વાતને તો મુકી દેઉ આ ઠામ ત્યારે ચારે જણે વિચારયું કાઇ નવ જાણે પેર ગુલામ ડાઘ દેવડાવીએ, જઇએ આપણે ઘેર. એમ વિચારી મન વિશે કબુલ વાત તે કિધ; મોહોર એક કીધી સહી, કોરી લેખ લખીયો સીધ. જંઘા ઉપર મારીયો ચિસ પાડી ત્યાં બહુ તહી; પછે આસના વાસના કરી તેને રજા આપી તે સહી.

ચોપાઇ—ત્યાર પછી આપી રજાય, ખુશી થાય છે મનની માંય, બાઇ જાણી આપીઓ શણગાર, દીધાં આભુષણ વસ્ત્ર અપાર લાખ લાખ રૂપિયા આપ્યા સહી, વિદાય કર્યા ચારેને તહી. વિનતા માલ વળાવ્યો જાણ સિરકસ્તાન ભણી નીરવાણ; પોતે જોગી લીધુ રૂપ. પુષ્પ લઇને ચાલ્યા ભુપ ચાર જણા તે વાટે જાય, તેની ચરચા જોતો ત્યાંય, લાખ લાખ રૂપઇયા સહુ પાસે રોક સમીયા તેના મનના શોક અકેકસો રાખ્યા સ્વાર, સજ થયા તે રાજકુમાર તેની પછવાડે ફ-કીરજ પળે તેની વાત કાંઇ નવ કળે; મુકામે બેઠા પાણી પાસ, કરે

વાત આણી હુલાસ ફકીર રયાં આવી સહી, ચારે કરી સલામજ તહી; આવો બેસો તમો આ ઠામ, કયાંથી આવ્યા ક્યિે જાશો મુકામ. સાચી વાત અમને કહો; ફકીર બોલ્યો તે લહો; રહેવું અમારે વન મોઝાર, આજની રાત રહેવું આ ઠાર, કંદ મુળનો આહારજ થાય, જ-ણશું જંગલ વાહાલા માંય; તમો કયાંથી આવ્યા ને કયાં જશો કોણ જાતને કયાં તમે વસો. રાજવંશીના સરખી કાય, શું ધારી નીકળ્યા મન માંય, ચાર જણ વિચારજ કરે, ફકીર પ્રમાણે વાણી ઓચરે, પોતાની હકીકતની કહિ વાત ફકિર સમજ્યો મન સંગાથ મળ્યા વનમાં ચોરા ફકિ પ્રતે વાણિ કહી; અમને તે ફુલ મલ્યું નહી પાછા ફરી ઘેર જાશું વહી.

**દોહરો**—જુઠિ વાત કરો હંકાર આપ વખાણ જે નર કરે તે મુરખનો સરદાર. ૧ મુલક મુલક ફર્યા તમો, તમ વિના ચતુર નવ કોય; તે સાચુ જો જાણીએ, તો ફુલ દેખાડો સોય લબાડ વાત બોલો તમે, વળી મનમા ધરી હંકાર; એ બોલવું તે મુરખનું ચતુર કરો વિચાર. ૩ બંકાવળિનું પુષ્પ મુજ કને કેમ આવે તમ હાથ; એમ કહીને દેખાડીયું, અચરત પામ્યું સઉ સાથ. ૪ એમ કહીને કહાડીઊં જુવે છે સઘળા લોક: એ સાચુ કેમ માનીએ સાચુ જુઠું રોક. ૫ એમ કહીને તેડીએ, એક અંધ જતોતો વાર; આ નરને કરો દેખતો, તો સાચિ માનિએ વાત, ૭ આંખડી માંહે અંજન કરયું પાંખડી પુષ્પનિ એક, ફાટી પડળ ઉડિ ગયું ને રહયો તેનો ટેક ૮ ઘણાં વરસની ખોડ હતી. તે સારાં થયાં લોચન, ફકિરને ચરણે નમ્યો. હરખ ધરીને મન. ૯ જીવત દાન જાણે આપીયું; ને ટાળી હમારી ખોડ; એમ કહિને કરી વીનતી નમે છે બેઉ કરજોડ ૧૦ અચરત પામ્યા ચારે જણા, નીશ્ચે એતો વાત મારી કરીને લીજીએ, અથવા કરીએ ઘાત. ૧૧ એમ કહીને ઉઠિયા ગ્રહી નગન તલવાર; એ ફુલ અમને દીજીએ, નહિ તો મારૂ આ ઠાર.

ચોપાઇ—એમ કહીને ઉઠયા જોધ, અંતઃકરણમાં આણી કરોધ ખુશી થઇને અમને આલ, નહિ તો આવ્યો તારો કાળ આપો તો જાવા દઈશું, નહિતો મારિને લઇશું; ત્યારે પસ્તાયો પોતે તે દિલ વગર સમજ્યું કરયું એ ધ્રશ. બધિ ચતુરાઇ માહરિ ગઇ. મોતે ફુલ દેખાડયું લઇ. માટે લખિ વાત મટવાની નથી. હજુ દુઃખ કેટલું સરવથી મુજ પીતા કેરૂં તો દુખ જશે, દેખાશે આંખેને સુખીયો થશે, પાયો પ્રભુએ દુખમાં નાંખીઓ જશ મહિમા તેને વાધીયો એમ ધરમ તરવાનો સહિ, ન આપું તો મારે અહીં, એમ વીચાર્યું મન મોઝાર, આપ્યું ફુલ ન લાગી વાર. શા સારૂ મારો છો તમો લ્યોની ફુલ આપું છું અમો ગુલબકાવલી તણો છે બાગ લાખો ફુલ છે તેની માંય તમારે મન અમુલખ સરવથી, અમારે મન કોડીનું નથી એમ કહિને આપ્યું હાથ, ચારે જણા હરખ્યા મન સાથ, મુકી રૂકી- રને ત્યાંથી વળ્યા, પોતાને દેશ સમીપે પળ્યા; કુચ મુકામે ચાલ્યા જાય આવ્યા સીરકસ્તાનને માંય. નગર મધ્યે વધામણી ગઇ, કુંવર રાયના આવ્યા સહી ઓસીગણુ પોતાને થઇ, જલદ રાજા હરખીયો તહીં. ઉઠયા તે વેળા મે દન, પુત્રનું મુખ જોવા થયો પ્રસન્ન; જે વેળા જોઇસું પુત્રનું મુખ. તે વેળા ટળે મારૂં દુઃખ એમ વિચારી મન મોજાર અસ્વારી કિધિ તઇયાર; ગામને બહાર જઇ સભા કરી, અદ્ધરે વ- રણ આવિને અડિ. અમુલખ વસ્તુ લાવિયા; તે જોવાને સહુ આવિયા; ઘણી ખુશાલી અપરમપાર. ચાર કુંવર આવ્યા તે ઠાર. દંડવત કરી લાગ્યા પાય. રાજાએ ચાંપ્યો રૂહિયા માંય પુછે હકિકત રાજા તહિ, સંક્ષેપે વિસતારી કહી, મહા દુખથી આવ્યા છિએ અમો. શું વિસ્તારી કહીએ તમો, એમ કહી મુકયુ તે ઘડી, સહુને વાત તો અચ- રત પડી વખાણ કરે તે વારંમવાર. ધન ધન તમારો અવતાર; તમ વિના કોણ કરે કામ, બત્રિસ લક્ષણા તમારૂ નામ. ત્યારે ચાર કુંવર બોલ્યા

તહીં અમો ગયાતો ભાવ્યા સહી; બીજો કોઇ લેવાને જાત, તો નિશ્ચે પામત ઉતપાત.

દોહરો—એમ વખાણ્યુ સહુનાં સુણિ, ચારે હરખ્યા મન. તે ફુલમાંથી કહાડી પાખડી. મેહેલી તેણે દન. અંજન કિધું આંખમાં પોતાના પીતાય, નેત્ર પડદો ફાટી ગયો થયો દેખતો રાય. ૨ અંધ તે લોચન પામીયો તેથી બીજું શુ સુખ; દાન પુન્ય દિધાં ઘણાં, ભીક્ષુકની ભાગી ભુખ. ૩ કંચન મેહ વરસાવતો પાછો વળ્યો પુર માંય ચારે પુત્ર મુખ આગળ શોભા કહી નવ જાય. ૪ કોઈ વધાવે મોતિડે, કોઇ પુષ્પેરે વિશાળ, ઘેર ઘેરથી લે વારણાં, નાના મોટી નરનાર. ૫ છત્રીસ વાજાં વાગી રહ્યાં, બોલે બંદીજન ભાટ; જાચક જશ બોલે ઘણા નહી કોઇને ઉચાટ ૬ વાજતા ગાજતાં આવિયા, પોતાતણે મુકામ; ખુશાલી વાધી સરવને મુખથી બોલ્યો તે ઠામ. ૭ ફરી લોચન મુજને આપીયાં પરમેશ્વરે બીજી વ,ર. તે પ્રતાપ મારા પુત્રનો, સફળ કરયો અવતાર. ૮ નેત્ર સમાન બીજું નહીં ઘણી ખુશી મુજ મન, હવે ખાઓ પીઓ ખુશી કરો. નગર મધે સહુ જન. ૯ એક વરસ લગી રહી કોઇ નવ કરે વણુજ વેપાર; ખાન પાનને રંગ રાગ કરે સહુ નરને નાર. ૧૦ ધાન ભંડાર ભરાવિયા, ગરીબ લોકને ઘેર, આઠે પોહોર ને સાઠે ઘડી, મોજ કરે બહુ પેર ખુશાલી વાધી ઘેર ઘેર, વાજે ઢોલ મૃદંગ; ખાય પીએને મોજો કરે આનંદ સહુને અંગ તાજલમુખ પાછો દુઃખી થયો. તે રહયો વન મોઝાર; હવે ગુલબંકાવલી જાગી ઉઠી, કહું તેનો વિસ્તાર.

ચોપાઇ—એ વાત તો અહીંથી રહિ બંકાવળીની શી ગત થઇ તે પહેરી વસ્ત્ર નીકળી બહાર આવી હોજ ભરયો તે ઠાર મુંખ પખાળ્યું હેતજ કરી વેણુ છુટી જે સુંદરી નજર પોતાની હાથ ઊપર ગઇ વીંટી પોતાની કરમાં નહિ મુદ્રિકા કોઇ નરની સહી

અચરત ત્રિનતા મનમાં થઇ આતે કારણ શું કિરતાર કોણ પુરૂષ આવ્યો આ ઠાર એટલી ચાકી વિટાળી કરિ કો નર આવ્યો હિંમત ધરિ; એમ વિચાર કરે મન માંય ગઇ નજર તે તળાવ છે ત્યાંય તેમાં જુવે તો ફુલજ નહીં. ચારે દિશાએ જુવે તહીં; અચરજ સરખુ થયું આ ઠામ, કોણે કર્યું તસ્કરનું કામ. તે નરે પિધું અમરતનું પાન નજર નાંખી ગયો તે ઠામ દેવ દાનવથી નવ અવાય, ગણી વિમાસણ મનમાં થાય; ધન ધન તેની માતાની કુખ, તે નર જોઇ ગયો મુજ મુખ; નગન જોઇ તેણે મારી કાય મે નિશ્ચે કર્યું છે આંય પુષ્પ પેમલ તેણે સંગ લિધ. ગયો કામ પોતાનું કરિ સિધ; નખથી તે માંથે નિહાળી ગયો હવે શો ઉમેદ તે નરને રહયો. નીંદ્રામાં મેં જાણ્યું નહિ, ગયો વીંટી બદલી તહીં; અધર નિહાળી ગયો મુજ મુખકુચ ઉપર મુકયો હશે હાથ, નિહાળી હશે મારી જાત, વરત ભંગ કુંવારીનું કર્યું હવે બિજો ચિતે કેમ ધરૂં. માટે તે નર સાથે વરૂં, નહી મળે તો નીશ્ચય મરૂં; નર મુજ પ્રાણ જીવન આપ, અવર પુરૂષ ભાઇ ને બાપ, માનવની બુદ્ધી આ ઠાર, તે વિના બીજો કોણુ અવતાર; એમ વિચાર્યું પોતે મન, એક સહસ્ર પરી તેડી તે તે દન, સરવે આવીને ઉભી તે જાણ ત્યારે કરીને બોલી વાણ; તમે શું ચાકરી કરી મારી, ફુલ અહીંથી કોઇ ગયો હરી. તે નરને લ:વો નીરધાર તહીતર મારી નાંખીશ આ ઠાર. અઢાર હજાર રાક્ષસ અધીપતિ, તે સાથે બોલી વીનતી; તમે શું રક્ષા કરી આ ઠામ. ખોઇ નાંખ્યું મુજ પીતાનું નામ. બાગનું ફુલ લઇ ગયો સહી, પીતાને જવાબ શું દેશો તહીં; માટે સોધી કહાડો તતકાલ, લઇ જનારાના જોઇ હવાલ. એક સહસ્ર પરી શું બોલી વાણ, સોધી લાવો નહી તો ખોશો પ્રાણ; એ રીતે ચમકાવ્યા સહુ, સહુને રીસ ચઢે છે બહુ.

**દોહરા**—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કરયું એ કામ; અપકીરતી થઇ જગતમાં, બોળયું બાપનું નામ, ૧ ખોળ કરવી અતી ઘણી મોકલ્યા રાક્ષસ દશવીશ, પકડી લાવો ચોરને; તેનું છેદીએ શીશ હજાર રાક્ષસ દોડીયા, કોઇ ગંગાને પઠની જાણ; પહાડ પરવત જંગલ સહી શોધી વળ્યા નિરવાણ. ૩ ગણા મુલક સોધી વળ્યા પણ નવ લાગી વાર; નીરાશ થઇ સહુ આવીયા, દેખાતા વીકાળ. ૪ નામ નીશાન જાણ્યું નહિં તે કેમ આવે હાથ; નીરાશ થઇ બેઠા સહી, રાક્ષસ કેરી સાથ ૫ ઠામ ઠેકાણું તેનું મળે, તો શોધી કહાડીએ ગામ; મારી મોહોલમાં લાવીએ, પાછુ ફુલ આ ઠામ. ૬ એમ કહીને નીકળ્યા, કોણ પુરૂષ એ સોય; સઊનું છુખ ઊડી ગયુ, કારણ નવ મળે કોય. સહસ્ત્ર પરી શોધી વળી, મુલક અપાર; થાકીને આવી સહુ બંકાવળી જે ઠાર. ૮ કરજોડી કરી વીનતી, જોયા પહાડને વન વસ્તી જોઇ બીજી ઘણી શું કહું મુખે વચન, ૯ ગુલબંકાવળીએ વિચારીયું, મારે કરવું એ કામ; ભેદ પરપંચ કર્યા વિના, કેમ પોહોચે એ હામ.

**ચોપાઇ**—માનવ લોક જોઉ સરવથી, તેની બુદ્ધીનો પારજ નથી; માટે જોઉ ત્યાંના લોક, કદાપી સમજશે મનને શોક. એવું મન વિચારી કરી, ઉડી મન વિચારી કરી, ઉડી સમુદર પરવરી; ઉતર દિશાનો જોયો દેશ, બદલી કરી પોતાનો વેશ. જોતી જોતી તે પછે ગઇ, તોએ બાળ તો લાગી નહીં અનેક વેશ પોતાના કરી, નગરી બધી જોતી ફરી- પશ્ચીમ દેશ નીહાળે સરવ; નીરાશ થઇ મુકયો મન ગરવ, ત્યાં થકી નવ જડી બાળ. પછી દક્ષીણ ઉતરી તતકાળ અનેક રૂપ કર્યાં પ્રકાશ, જોયા દેશ આણી ઉલ્લાસ; બાગ બગીચા મહેલ અવાસ, કોઇ સ્થાનક નવ પોચી આશ. વાયુરૂપ તેની શી વાર લીધો દક્ષીણ દેશનો પાર. નિરાશ થઇ ત્યાંથી પરવરી, પુરવ ભણી તેતો સંચરી બુદ્ધી પોતાની ક રેપ્રકાશ, જોવાને લાગી તે ચોપાસ;

ઘણા દેશ જોયા સરવથી, તોએ ભાળ કાંઇ જડતી નથી. ત્યારે મનમાં થઇ નીરાશ અરે દઇવ નથી પોચતી આશ; એમ કહી ચાલી જેટલે, શીરકસ્તાન આવી તેટલે જોવાને લાગી તે ગામ, ઘણી શોભા છે ઠામે ઠામ ઘેર ઘેર વાગે ઢોલ મરદંગ, રાગ આલાપે નવલા રંગ. ખાન પાન થાય અપરમપાર. જોતાં અચરજ પામી નાર; ઘણા મુલક જોયા સરવથી, પણ આવી ખુશાલી કંઇ નથી.

દોહરો—તે નગરમાં સંચરી, ધરી મરદની કાય; પુછવા લાગી લોકને. શો હરેખ છે પુર માંય. ૧ ઘેર ઘેર રંગ મચી રહયો, હરખે સહુનાં મન; વસ્ત્ર આભુષણ સરવે સજ્યાં, શું છે દિવાળીના દન. ૨ એવાં વચન શ્રવણે સુણી બોલ્યા તે પુરના લોક, નિત દિવાળી આ દેશમાં, નથી કોઇને મન શોક. ૨ અમારા રાજાનાં નેત્ર ગયાં નથી કાંઇ તેનો ઉપાય; હકીમ એક બોલ્યો અહીં ભરી સભાની માંય. ૪ ગુલબંકાવળી પુષ્પ મળે સહી, અજંન કરે જો રાયઃ સો વરસનો આંધ હોય જો કદી, તરત દેખતો થાય. ૫ એવાં વચન તેનાં સુણી ખોળ કરવી અપાર; કાંઇ ભાળ લાગી નહિ, દિલગીર થયો તે રાય, એના પુત્ર છે ચારે પરાક્રમી, તેણે કરી સલામ જંગલે જંગલ તે ભમ્યા, લાવ્યા ફુલ આ ઠામ. અંજન કિધું આંખમાં, થયો દેખતો રાય; ખાંપણ ટળીયું આંખનું, આનંદ અંગ ન માય. ૮ પૃથ્વીપતી ઘણું રીઝીયો બોલ્યો મુખે બોલ; એક વરસ લગી સહુ મેદની, ખાવો પીવો કરો કલોલ. ૯ ખજાના આપ્યા છે ગરથના, જોને જોઇએ તે ખાય, નીત દિવાળી સરવને, આનંદ અંગ ન માય. ૧૦ એવાં વચન તેનાં સુણી, હરખી બંકાવળી મન. ધન ભાગ્ય માહારૂ, ધન્ય આજનો દિન. ૧૧ સફળ જન્મ માહરો થયો, મળી નિશાની આ ગામ; ફુલ તણો એ તસ્કર સહી, મુજને મળીઓ આ ઠામ ૧૨ પ્રસન્ન થઇ મનના શીશે, ગઇ શહેરની બહાર; આગળ જળ છે નદી તણું. ઉતરીયા લે-

ણે ઠાર. ૧૩ જળ ક્રીડા વિનતાએ કરી, શુદ્ધ કરયું શરીર, અદ્ભુત રૂપ કરયું નર તણું જોઇ કોઇ બાવન વિર. ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધરયાં, સજ્યા ત્યાં શણગાર; મરાડી પાઘ મસ્તક ધરી, સુખે રાતાં તંબોળ ૧૫ રૂપ પ્રકાસ્યું પોતા તણું, નર તણી કરી કાય, કોઇ દ્રષ્ટે જઇ નવ શકે. જબકારે આંખ મીંચાય. ૧૬ કેડે કટારી વાંકડી, શોભે ધનુષ્યને બાણ; સોભાથી આવી પુરે વીષે. ચતુરા ચતુરસુંજાણ.૧૭

ચોપાઈ—જોઇને હરખ્યા સહુ લોક. જે દેખે તેનાઃ સમી ગયા શોક; ઘણી સુકોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ જંખવાય એવું કારમુ કીધું રૂપ, જે દેખે તે હરખે ભુપ; નર નામે મુકયા અંકાર, એ કોઇ દેવાંશી અવતાર. સ્ત્રી દેખી કામાતુર થાય ધન ધન એ નરની કાય. શોભાતણું એ છે સુખ, એવું રળીઆમણું શોભે મુખ એમ મોહ પામ્યું બધું ગામ. ફરે છે પુરમાં ઠામો ઠામ; જે દેખે તેનું મન ચળે, તેની પાછળ નરનારી પળે, તે ખબર રાજ સભામાં થઇ, તખત પર બેઠા તે તહી; અરજ બંગીએ કરી સલામ, માંડી વાત નહી તે ઠામ. કોઇ પુરૂષ આવ્યો નગરી માંય; તેની શોભા કહી નવ જાય. જાણે ઇંદ્રાસનનો ભુપ, ધરી આવ્યો માનવનું રૂપ. તેની શોભા કેવાતી નથી, તે સમાન કોઇ પૃથ્વીમાં નથીઃ ઘેલાં કીધાં સહુ નરને નાર, જોવા મલી સહુ દારો ઠાર એવાં બંગીનાં સુણી વચન, જલદરાયનું હરખીયું મન. તે પુરૂષને લાવો અહી, એવી મુખથી વાણી કહી, ઘણું સ્વરૂપ છે રૂડી કાય જોઇએ તેને લાવો અહી વજીર મોકલ્યો તેણે ઠાર, માન દઇને લાવો આ વાર. ઉઠયો વજીર નામીને શીશ, આવ્યો બજાર ભણી તે દીશ; કરી સલામને જોડયા હાથ, પછે વાત કરી તે સાથ. ધન ભાગ્ય ધરતીનું સહી, તમ સરખો નર આવ્યો અહી. પ્રસન થયુ છે બધું ગામ, ભલે પધારયા આણે ઠામ રાજસભામાં ચાલો સહી, રાજા મળવા ઇચ્છે તહી, મુજને મોકલ્યો તેડવા કાજ,

સભામાં જ્યાં મહારાજ, દિન વચન વજીરનાં સુણી, બંકાવળીએ વાણી ભણી શાને દિલગીર થાઓ તમો, ચાલો સભામાં આવુ અમો એમ કહી છે ચાલ્યો ત્યાંય. વજીર તણી ઝાલી છે બાંહ રાજસભામાં ઉભા જઇ જોના ખુશાલી સઉને થઇ રાજાએ દીધું સનમાન; મુખ-વાસ આપ્યાં બીડાં પાન; કોણ દેશ નીકળ્યા શાં કામ. કોણ જાતને શું છે નામ, ત્યારે બંકાવળી બોલી તે ઠામ. મધરબ સહેર અમારૂ ગામ, સોદાગર કેરો હું તન, પુષ્પસેન મુજ નામ રતન. ઉમેદવાર ચાકરીનો સહી. દાંણે પાણી ત્યાં રહેવું જઇ, સુણી વાતને હરખ્યો રાય, મારી પાસ રહો ભાઇ આંય.

દોહરો—જલદ મુખ એમ બોલીયો. ભાઇ રહો અમારે ઘેર મન ગમતો મહિનો લ્યો, મોજ કરો બહુ પેર. ૧ મારી પાસે બેસી રહો, નવ કરવુ હવે કામ, ખાઓ પીઓ સુખ ભોગવો આવો આય મુકામ. ૨ એવાં વચન સુણી રાયનાં; બંકાવલી રીઝી મન; રાજ સભામાં નીતે રહુ, કબુલ કરયુ વચન. ૩ બાળ મળી મને ગા-મમાં, મળશે મારો ચોર, હીમત રાખીને રહુ, પુરૂષ થઇ આ ઠાર. નીશા પડી તેણે સમે બેઠા સભામાં રાય, ચાર પુત્ર પેલા આવીયા પીવાને કસુંબાય. ૫ ચુંબન દઇ ચાંપ્યાં રૂદે, બેસાડયા સભા સહુ જોઇ રહી, પામી મન ઉલાસ. ૬ ત્યારે બકાવલી ઓચરી ધનુશ ધરયું છે નામ; કોણ પુરૂષ એ કોણતણા, કેમ આવ્યા આ ઠામ ૭ ત્યારે સભા સહુ ઓચરી, એ રાજાજીના તન; ગુલબંકાવલી ફુલ લાવીયા કરયા દીન લોચન. ૮ એવાં વચન સરવેનાં સુણી, જોયા નરનાં મુખ પરીક્ષા કરી તે નર તણી, પામી મનમાં દુઃખ. ૯ મુરખના સરદાર એ બુદ્ધિ હીણુ અપાર; મુખ જોતાં કીમત કરી, ક્ષણુ માત્ર મોજાર; ૧૦ એ નરતણો શો આશરો, તે નર બાવન વીર; ધન્ય છે તેની માતને, જેણે જોયું મુજ શરીર. ૧૧ તે નર તણા એ ચોર

છે, દગો તે સાથે કીધ; ફુલ લીધું તે પાસથી, જશ જગતમાં લીધ. ૧૨ બાળ તેની મળશે, આંહી. એમ વિચારયું મન, પ્રભુજી આશા પુરશે, સમરથ જગજીવન. ૧૩

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી, તાજલમુખની શી ગત થઇ, ફુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઇ બેઠો નિરાસ મેહેનત મારી મિથ્યા ગઇ, કીરતી જગમાં તેની થઇ; લાખી આવશે લઇને વાહાણુ, મુજ વિના તે તજશે પ્રાણુ. બન્ને સ્ત્રીની હત્યા થશે, કઇ પેરે તે છુંટશે; મનમાં કરયો વિચાર ચાલ્યો ત્યાંથી રાજકુમાર જે રસ્તે ભાઇ ગયા હતા વહી, તે પગલે ચાલ્યો સહી; થોડા દિવસમાં ગયો તે ઠામ, સીરકસ્તાન છે પોતાનું ગામ, જોજન એક રહ્યું તેહ ચતુરે નરે વિચારયું એહ; જો કદાપિ નગરમાં જાઉં તો તો તરણાથી હલકો થાઉ. મારી વાત કોઇ માનશે નહી, મુજને મારી નાંખશે. સહી; પીતાતણે મન હું તો કાળ; નામ સુણતામાં મારા બેહાલ. મારૂં મોહોં જોવાતું નથી, માટે ત્યાં જવાનો નહિ કદિ; માટે ત્યાં જાઉ તે ફોક એવો મનમાં પ્રગટયો શોક, નથી સુજતો એને એકે વિચાર, બેઠો જંગલમાં ગુણભંડાર, એક તરફ નદીનુ નીર, એક તરફ ઝાડી ગંભીર, બેઠો કર કપાળે દઇ, અબોલા સાંભળી આવી તહિ; તેની કૃપાથી પામ્યો ફુલ, વળી વળી આપ્યો છે અમુલ. કદાપિ સંકટ પડે શરીર, બાળજો ધુપ અગની પર વીર; તરત આવીને કરવાની સહાય, વચન આપ્યું છે મુજ કરમાંય; તેને હું તો સમરૂ આજ. તે વીના નથી સરવાનું કાજ. એવું આપ વિચાર્યું મમ, વહની પ્રગટ કરયો તે દીન કહાડયો વાળ નવ લાગી વાર, અગનીપર મુકયો તતકાળ. આંચ લાગી તેને જેટલે, અબોલાએ જાણ્યું તેટલે થયું તે વીનત ને જાણ, મહારા પુત્ર પુત્રી દુખીયા નીરવાણ. તેણે વાળ મા-હરો બાળ્યા સહિ. તેની સુગંધ આવી અહિ; માહારે કરવું તેનું

કામ, અવસારી કરી એ ઠામ. અઢાર હજાર રાક્ષને લીધ, પોતે પંથ કરયો તે સિધ; સુગંધ વાળની આવી તહિં, તે દિશા ભણિ વિનતા ગઈ. વાયુ રૂપ તેને શી વાર આવી જયાં બેઠો રાજકુમાર.

દોહરો—અઢાર હજાર સાથે ઉતરી, જાંહાં બેઠો રાજ કુમાર; પુત્ર કેમ સમરી મુને, શું છે દુખ આ ઠાર ૧ આ જંગલમાં એકલા, તજી સજનનું સુખ; કેમ એકલા આ વન વીશે, ને શું છે મનમાં દુખ, ૨ મેમુદા મારી દીકરી, તે તન મન માહરૂ પ્રાણ; તેને મુકી વનમાં ભમા, સાચુ બોલો સુજાણ. ૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, માતાજી સઘળુ સુખ; વધભવ નાના પ્રકારના, પણ એક વીત્યુ દુખ. ૪ મેં તમને શમરયાં માવડી, સમજણ પડે મુજ; સમરતાં માત્રમાં આવિયાં ટાળવા માહારૂં દુખ. ૫ હવે આશા પુરો માવડી, તો તો ભોગવીએ સુખ. એવાં દીન વચન તેનાં સુણી, દયા આવિ ગઇ મુખ, ૬ એ શું ઇચ્છા છે તાહરે. બોલની સત્ય વચન, માતાજી શું ઓચરૂ બોલતાં આવે લાજ. ૭ એ દેવતાને દુરલભ સહી, તે કયાંથી સરે કાજ, અબોલા મુખ ઓચરી, નજોની મન ચિંતાય. ૮ જે કાંઇ ઇચ્છા છે મન વીખે તે લાવી આપીશ રાય, લાજ તજી મુને કહો, તો કામ તમારૂ થાય. ૯ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, ચરણે નામ્યું શીશ, ગુલબંકાવળી જેવો બાગ, કરવો છે આ દિશ ૧૦ તેવો મહેલને તેવાં ચિત્ર, તેવો હોજને તેવાં ઝાડ કરી આપો મુને માવડી, તો પોહોચે મનના કોડ ૧૧ અબોલા ત્યાં વિસમે થઇ. એ થાય કેમ કામ, મેં બાગ જોયો નથી, નથી જોયા મહેલ મુકામ. ૧૩ દિઠા વિના કેમ હું કરૂ, મેહેલ બેઠક રચના બાગ, સળંગ પઢાવી તમને દાખવ્યું. તે કેમ થાયે આ જાગ ૧૪ દીઠો હોય મેં દ્રષ્ટીએ, તો કરતી તમારૂં કામ. વીશકરમા તેડાવીને, રચાવત ઉત્તમ ઠામ ૧૫ માતાજી તમ કૃપા થકી, જોઇ આવ્યો તે

બાગ કહો તો લખી દેખાડીએ, કાગળમાં સહુ વાત. ૧૬

ચોપાઇ—કાગળ દુવાત ત્યાં લીધી મહી, ચીતરવાને બેઠો તહિ, જે પ્રમાણે હતુ તહિં, પટમાં ઉતારી દાખવ્યું સહિ. વશ બાગ બગીચા સાર, સરવે માડી કરયો વીસ્તાર, તે વારે બબોલા હરખી મન એ પ્રમાણે રચવું તન. સેના સકે પોતા તણી, તે સંગાથે વાણિ ભણી, મેહેલ રચવો એણે ઠામ, દઈવ રચના દેવતાઇ કામ વિશકરમાને તેડીશું ઘેર, સામાન સહુ લેઇ આવો પેર, હીરા ઝવેર મોતીને માળ, લાવે સ્થંભ માંહે પરવાળ. સોના રૂપાના ઢગલા કરો, તે દિશા ભણિ પરવારો, આરસપાહાણુ લાવો આ ઠાર, જે જોઈએ તે અપરમપાર એમ હુકમ રાક્ષસને મળ્યા. દેશ દેશાંતર સહુ એ પળ્યા, દેવરૂપ તેને શી વાર, જે માગે તે લાવે આ ઠાર, સોનુ રૂપું મોતીને માળ, હિરા ઝવેર મણિ પરવાળ, જુદા જુદા ડગલા કરો, એવો બોધ બબોલાએ કરયો. વળી કેહતામાં દોડયા તે વાર, કરતાં કામ ન લાગી વાર. કહ્યા પ્રમાણે કીધુ કાંમ. સનમુખ આવીને કરી સલામ. ત્યારે બબોલા બોલી વાણ, એક વચન કરો પ્રણામ; વિસકરમાને લાવે અહિં, એવી મુખથી વાણી કહી. ત્યારે એક રાક્ષસ ઉડયો તહિ; વીસકરમાને લાવ્યો સહિ, તે રાક્ષસ સાથે પંથે પળ્યા જઇને બબોલાને મળ્યા. વિશકરમાએ કરયા પ્રણામ, શું ફરમાવો મુજને કામ, ત્યારે બબોલા બોલી વચન, આ રાજકુંવર છે મારોતન એ કહે તેવો રચવો બાગ, સરોવર મેહેલ કરો આ જાગ માણેક મોતી હીરાને લાલ, ઢગલા સરવે દેખાડયા તે ઠાર, ઘટે તે મંગાવશું અમો, જડીત કામ કરોની તમો, એવાં વચન બબોલાનાં સુણી, વિશકરમાએ વાણી ભણી. મુજને નથી કાંઈ કરતાં વાર, નિશાની કરો તે ઠાર. દેવતાનું વરદાન મુજને સહિ, એક રાતમાં કરશું અહિં-

માટે જે વસ્તુ કરવી હોય, તેની નીશાની કરાવો સાય. તે પ્રમાણે થાશે કામ મીણાકારી સુંદર ધામ,

દોહરો—રાજકુંવર મુખ બોલીયો. ગુલબકાવળી બાગ, તેવી રચના કરવી સહી, હું તો જોઇ આવ્યો તે જાગ ૧ નકશો ઉતારી આપીઓ, હોજ બાગ અપાર, જે જે બસ્તુ દીઠી તહી, તે તો ચીત્રી ચોપાસ. ૨ જયાં શોભા હતી, ત્યાં તેવો ભરીયો રંગ, પટમાં સરવે ચીતરયું આણી મંન ઉમંગ ૩ જગમગ જોત ઝળકી રહી, એવુ કરયું માંહે કામ, પટ સોંપ્યો પોતે કર વિષે, વિશ્વકરમા જેનુ નામ. ૪ એ પ્રમાણે તેતો કરો મહેલ બાગને ઝાડ, મનોરથ પોચે મન તણા, પાળોની મુજ લાડ, ૫ દશ કોશ ફરતા સહિ. કોટ કરો ચોપાસ, તે મધ્યે રચના કરો પોહોચે મનની આશ. ૬ એમ કહિ ચાંપ્યો કર વિષે, હરખ્યો જોઇને મન, એથી સવાયુ થશે સહિ ધિરજ ધરો રાજન. ૭ એમ કહિને આપિયો, રાજાએ તે ઠામ, નિશાન પાડિ તેને સમે, રચવા માંડયું તે ધામ. ૮ દેવતાનું વરદાન છે તેને શાનિ વાર, ધારિને જોયું પટમાં રચવા માંગ્યા તે ઠામ. ૯ બાગ બગીચાને વાડિઓ, બારિ અટારિ માળ, પુષ્પ ઝાડને વનસ્પતિ પટ પ્રમાણે રચ્યો ખ્યાલ, જે મુખથી બોલે સહિ તરત તેવુ થાય, ઇદ્રારનિ રચના રચી, એક રાતની માંય જળહળ જોત ઝળકી રહી, જાણે દીપકની જોત, જાણે દીનકર ઉગીયો, એમ થઇ રહયો ઉદ્યોત. રજની વીતી તેણે સમે, થયુ સંપુરણ કામ. અબોલા પાસે ગયા, કીધા દંડ પ્રણામ પટ પ્રમાણે સહુ કરયું, ફુલ ઝાડને ધાર, રજા આપો હવે મુજને, તો જાઉ માહરે ગામ. અબોલા હારખી ગણી, આપી તેને રાજ્ય વીશ્વકરમા ત્યાંથી ગયા પોતાના પુરમાંય

ચોપાઇ—જોઇ બાગને હરખ્યું મન, રાજકુંવર તેડયો તે દન, તારા કારણ રચાવ્યો બાગ વઇભવ માંડે, આ જાગ. ઇદ્રપુરી

પૃથ્વી કરી, જાણે સ્વર્ગપુરી આવી ઠરી, તેથી શોભા અધિકી હોય, ઉપમા કહી શકે ન કોય સાંભળ રાજકુંવર આ ઠાર, તારા ભાગ્ય તણો નહી પાર, મરતુ લોકના માનવ સહી, કશા લેખામાં ગણીએ નહી. તે તારે આધીન થઇ રહી. ફરમાવો તે કરીએ સહિ પુત્ર કહીને બોલી રહિ. તે વચન પાળું છું અહિ. ઘણું વેર માનવ સાથે જાણુ, જોતાં વાર તે લઇએ પ્રાણુ, તેને આધિન થઇને રહિ. લખિત લાત તે મટે નહિ એ સહુ પરમેશ્વરના ખ્યાલ, સુખ ભોગવો મારા બાળ. માતાજી પુત્ર તમારો સહિ, આશા મારી પુરણુ થઇ. એમ કહિને નામ્યું શિશ અબોલા પ્રસન્ન થઈ તે દિસ, માથા ઉપર મુકયો હાથ, સુખ ભોગવો મેમુદા સાથ; હિરા માણેક ઝવેર અપાર, અરધો અરધ રહ્યા તે ઠાર, સોના રૂપાનો પારજ નહિ. તે સરવે બખશુ છે લેઇ ભર્યા અખંડ તેના ભંડાર. ખાતાં ખુટે નહિ લગાર, અબોલા ત્યાં પરવરી, લશકર લઇને ઠામે ઠરી રાજકુવરને હરખ અપાર, ઘણી રચના જોઇ તે ઠાર; ગુલબકાળીથી બમણું કામ તેવી રચના હાય ઠામ. હવે ભાળ લાખાની જાણુ, આજ કાલમાં આવશે વહાણુ; દરિયા કિનારે ઉભો જઇ, વહાણુ આવતાં દીઠાં તહિ હરખ્યો મનમાં અપરમપાર, ગયો સામો તે રાજકુમાર; નજીક ઝાઝ આવ્યું જેટલે, લાખીએ નીરખ્યો તેટલે. સ્વામી મળવાને આવ્યા સહિ, ઘણિ ખુશાલી મનમાં થઇ, મછવો મુકયો તેણી વાર તે ઉપર બેઠી નાર. રાજકુંવરની આવી પાસ, પોહોચી મનડા કેરી આસ; ચાકર નોકરને સઘળા દાસ, ઉતરયા સઘળા પોતાને અવાસ, માલમતા ઉતારી લીધ; પાછી વહાણુ વીદાયે કીધ, મોજ કરે તે રાજ કુમાર, જોઇ રચના ઘણું હરખી નાર.

**દોહરો**—બન્ને નારી આણંદમાં સજ્યા સાજ શણગાર; હાશ વિનોદ કરે સહી, શોભાનો નહી પાર. ૧ દાશ દાશી ઘરમાં ઘણી,

ફરે છે બાગ મોઝાર; એક ચાકર ઘરમાંથી નીકળ્યો, ગયો જંગલ બહાર. ૨ અરધો કોસ ચાલી ગયો, દીઠા માણસ દસ વીસ; નજરે પડયો તેહને, કાષ્ટ ધરયાં છે શીશ. ૩ રાજાનો ચાકર બોલીયો, તમે કોણ માણસ સાર; આ કાષ્ટ ક્યાં જઈ વેચશો, કોના નગર મોઝાર ૪ ત્યારે સરવે બોલીયા, સીરકસ્તાન હમારો મુકામ; પેટને અરથે નિકળ્યા વેચીશું તે ઠાથ. ૫ ને વારે તે નર બોલાયો, ચાલો હમારે સેહેર; કાષ્ટ વેચાશે તમ તણાં. દામ મળે બહુ પેર. ૬ તે વારે સહુ બોલીયા; આંહી તો નથી કાંઇ ગામ, એ રાન જંગલ તો સહી, નથી વસતીનું નામ તે નર કહે વસ્તી સહી, અરધો કોસ છે ગામ, જુઠું સીદ બોલું અમો નથી મળવાનાં દામ. ૮ બમણા પઇશા લાગસે, તમો આવોને મુજ સાથ; એ વેચીને થાઓ વાણીયા, લેજો પઇશા હાથ ૯ સહુ જન સાથે મળી આવ્યાં તેણે ઠામ, તે શોભા કહેવાતી નથી; શોભા નકતેમ તે ગામ. ૧૦ અચરત થયા સહુ મન વિશે અંતે શું કહેવાય હવે દીઠાં માણસ આવતા, ત્યારે મનનો સંદેહ જાય. ૧૧ એમ વાત કરતાં આવીયાં રાજાજી મુકામ, હકીકત સરવે કહી, ધર્યા કાષ્ટ લેઇ ધામ. ૧૨ ગરીબ લોક અમે સહી, આપો મન ગમતા દામ; એ શું કહી છાયા રહ્યા, હવે રાજા શુ કરે કામ. ૧૩

ચોપાઇ—એવાં વચન સેવકનાં સુણી, ખુશી થયો નગરનો ધણી સો સો મોહોર આપી તેણીવાર, ગરીબ જાણી કર્યો ઉપકાર મુખ થકી તેણે વાણી કહી, તમને ગમે તો રહોને અહી: ખાઓ પીઓ કરો ઉર કાજ, જે જોઇએ તે લોને આજ. એવાં રાજાનાં સુણી વચન, ખુશી થયાં સઉકોનાં મન; તેનાં છઇયાં છોકરાં લાવી કરી રહ્યા તે ઠેકાણે ઠરી. કોઇને મનઇ રાજની નહિ, આવે તે વસે તહી; પગ મેલવાનો નથી કાંઇ ઠામ એમ લોક મળ્યા તે ગામ.

સિરફરતાન ભાગ્યું સહી, લોક ઉચાળા લાવ્યા તહી. કોટવાળ કરે નગરની રખવાળ, તેને કાને પડયો સવાલ. વજીરને તેણે જઇ કહ્યું ઉતપાત નગરમા થયું, રઇયત બધી ઉચળી ગઇ, અડધી નગરી ખાલી થઇ. તમારૂ શેહેર તજીને જાય, ત્યારે તે બોલ્યા મુખ રાય, ત્યારે વજીરને આવી આસ કહેવા લાગ્યો બેસી પાસ બોલ્યા પછી મુખે સરવથી, એ વાત મનાતી નથી. બાર ગાઉ ઉપર ઝાડી અપાર, વાઘ વરૂ ઘણા તે ઠાર તહાં કોણે વસાવ્યું ગામ, દેવ રાક્ષસ દેવતાઇ કામ, એતો અચરજ સરખું અહી, જાઓ તમો જોવાને સહી. ત્યારે કોટવાળે વાણી કહી. નગર તમારે અંધેર છે સહી, કશી ખબર તમે રાખતા નથી. સેહેર ઉજડ થશે સરવથી.

દોહરો—કોટવાળ કહે વજીરને, તે ઉપર કહુ દ્રષ્ટાંત; પ્રભુ ગત છે અવનવી, ભાગુ મનની ભ્રાંત. ૧ ઉત્તર દિશાનો એક રાજવી, સતવાદી અપાર, એકાશી રાણી ઘર વિષે, રૂપ તણો અંબાર. ૨ એક પુત્ર વિના ઘર નહિ, નથી તેને કોઇ તન. રાત દિવસ જુરે સહી, નારી સહીત રાજન. ઘણા દિવસ એમ વહી ગયા; એક વીનતાનું ભજીયુ ભાગ્ય. ઊદર ગરભ તેને વાધીઓ વિનતાને જાણ. ૪ પટરાણી તેને કરી, પામી ઘણું એક માન પુરે માસે પદમણી અવતરયું સંતાન. ૫ પુતરી તેને અવતરી, હરખ્યો રાજા મન. વાંઝીયા બાર ઉઘાડીયું, ધન્ય આજનો દન. ૬ રમાડે રાજા તેડી કરી આણે અદકુ હેત; પ્રિત ધરી અંતરમાં, તન મન ધન સમેત. ૭ ઘણા દિવસ એમ વહી ગયા, ફરી ગર્ભવંતી થઇ નાર, તે પણ પુત્રી અવતરી, રાજાને દરબાર, ૮ એમ કરતાં પુત્રી છ થઇ, સાતમું ઓધન છે નાર, રાજા મુખથી બોલીયો કરોધ કરી તે ઠાર. ૯ કદાપી પુત્રી આવશે દેઇશ ઝાહાજા ઉપમામ, ક્ષણું એકમાં મારૂ સહી, તતક્ષણ કરીશ હાણ. ૧૦ પુત્ર જો કદી આવશે તો નહાલ કરીસ એ નાર

તારે આધીન થઇને રહુ, એમ બોલ્યા રાજા તે વાર. ૧૧ એમ કહીને પરવર્યા, રાજ સભામાં રાય. રાણી દુઃખ ધરે ઘણું કહેતાં કહ્યુ નવ જાય ૧૨ લખીત વાત થશે સહી, એ નથી કોઇને હાથ પ્રભુને ગમતું થશે, એમ વિચારયું તેણે મન સાથ ૧૦ માસ પુરા થયા, તોપણ આવી કન્યા, પુત્રીની બુમ પાડી સહી, દાઇના ચાંપ્યા પાય. ૪ જીવ જીવતદાન કારણે જુઠુ બોલિ તે નાર. ત્યાર પછી શું નીપજ્યું, તે માંડી કહું વિસ્તાર રાણી દાઇ મનસુબો કરે તેનો કહું વિસ્તાર, એમાંથી શું નિપજે, તે કહુ આણે ઠાર

ચોપાઇ—રાણી દાઇ મનસુબો કરે, પુત્ર તણી વાણી ઓચરે વધામણી મોકલી રાજાની પાસ, આવી દોડતી સભામાં દાસ. રાણિજીએ જનમ્યો પુત્ર રાજાજી વાધ્યુ ઘર સુત્ર એવાં દાસીનાં સુણી વચન, રાજાનું ઘણું હરખ્યું મન. વેહેચ્યા ગોળ ધાણાને પાન, જાચક જનને દીધાં માન, ધોળ મંગળ ગીત ગવાય, આનંદ સહુને અંગ ન માય, રાણિએ જોશી તેડયો તે જાગ, કરજોડિને લાગ્યાં પાય ધરમ તણા પિતા છો તમો જીવતદાન બખસોને અમો રાજાજી કહિતિ વાત, આવશે પુત્રી તો કરશુ ઘાત; સહુ પરમશ્વર કેરો ખ્યાલ, સાતમી પણ જનમી છે બાળ મારી નાંખે મુને સરવથી, વચન પોતાનું લોપતા નથી, માટે જુઠિ બોલ્યુંછું વાત છે પુત્રી પુત્ર કેહેવો સાક્ષાત. એમ કરી બચાવી છે ઘાત, તમ આગળ કહી સાચી વાત તમારે ખોળે મુજ શિશ. કહું તે કરો આ દિસ રાજસભામાં જાશો ગુણવાણુ, રાજા પુછે સનમાન, કરાવશે જનમોતરી તમ પાસ. જનમોતરી આણી પુછે ઊલાસ કરજો વખાણુ અપરમપાર પછે વહેમ મુકજો તે ઠાર બાર વરસ સુધી જોવું નહિ મુખ તો તો રાજા થાશે સુખ; હવડાં મુખ જોસો સહી, તો તો ઘાત થવાની અહી. એમાં એકની થાશે ઘાત. એટલિ કહેજો મુખથી વાત, માટે

જીવતદાન અમને દીજીએ, એટલું કામ તમો કીજીએ. અમુલખ મોતીનો આપ્યો હાર. જોશી પ્રસન્ન થયો તે વાર. ત્યારપછી રાજ સભામાં ગયા, રાજા ઉઠીને ઉભા થયા; પુજા કરી લાગ્યા પાય, ભલે પધારયા સભાની માંય જનમ અક્ષર કરોની અહિં, રાણીએ પછી મનથી કરયો વિચાર સભા સહુ સાંભળે તે ઠાર, સકળ ગુણ સંપુરણ થશે, ચઉદ વિધા જશ જાજો હશે બતરીશ લક્ષણો થશે વિર, ધનુષ્ય વિધાચાં થાશે ધિર; દસ્યા રાહુમાં જનમ્યો બાળા તેનું ફળ તતકાળ. રાહુનું ફળ ખેવુ છે સહી, બાર વરસ લગી મુખ જોવું નહીં; કદાપી મુખ જોશો સહી, તો તો વીઘન થાશે અહિં.

દોહરો—બાર વરસ જોતાં જાશે ઉતરી જશે દોશ; પછે પુત્રનું સુખ ભોગવો, એવો જોશીએ જોયો જોશ. ૧ સ્ત્રી હત્યા રાજા કરે, પુત્રીની કરશે ઘાત; રાજા વચન લોપે નહી, માટે એમ સમજાવી વાત. ૨ વચન શરીર ચડાવીયું; રાજાએ તે ઠામ; હરખ ઘણો થયો રાયને, કરે મન ગમતા કામ. ૪ જે જોઇએ તે મોકલે, ખાન પાન શણગાર; પુત્રી કેરો કુત્ર કરી, રમાડે તે નાર. આહેશણ પેહેરાવે નર ગણા, પેહેરાવે પોશાક; બાર વદસ તો વહી ગયાં એમ કરતાં તે જાગ. ૫ માગું આવ્યું એ રાજયનું વીવાહ કર્યો તતકાળ. ખાંડુ આપીને મોકલ્યુ, હણુવા તે બાળ. રાજ સભામાં પરવર્યો પેહેરી વસ્ત્ર શણગાર; જોઇ મોહ પામ્યા રાયજી, રીજયાં અપરમપાર ૭ ન્યાય અન્યાય ચુકાવે ઘણા, તે લે ન્યાય અન્યાય; વળી અશ્વ બેસીને પરવર્યો, મરગીયા રમવા જાય. ૮ કોઇ પાર પામે નહિ, નર નીશ્ચે સહુને મન; તે ચતુરાને ચીંતા ઘણી, જુરે રાતને દિન પેલી કાય મહારી થશે, વળી આરશે પરણી નાર, હાંશી થાશે જગતમાં ધિક ધિક મુજ અવતાર. ૧૦ મુજ માતાએ વિપરિત કર્યું, કુળમાં લગાડી લાજ, હવે મરવું પડશે મ્હાહને, કેઇ પેર સરશે કાજ. ૧૨

એક વાત ન ઉકલે, શી થશે માહારી પેર, પરણી પ્રેમદા આવશે, થોડા દિવસમાં ઘેર. ૧૨ મહીમા મારો સઉ જશે, પુરમાં થાશે વાત, વળી જોબન મારૂ ખીલશે, થાશે મહા ઉતપાત. ૧૩ માટે દેહ તજવી સહિ. જીવું તેતો ફોક, કીરતી થાશે ચો દેશમાં વળી હસશે પુરના લોક માટે દેહ પાડી મરૂં. જાઉ વન મોઝાર; કોઇ ખબર કહાડે નહિ, કોઇ ન જાણે વાત,

ચોપાઇ—એમ વિચાર્યું મન મોઝાર અડધી રાતે થયો તઇયાર; ઘોડા ઉપર બેસી કરી, તજ્યો દેશ પોતે સુંદરી, ઘણા દિવસ પથે ચાલી સહિ. અઘોર વનમાં વીનતા ગઇ; રાક્ષસ એક મોહે.ટા ગંભીર અશ્વ સહિત ગઇ તેને તીર દીઠો અશ્વ હરખ્યો મન, આજ તો મળ્યું મુજને ભોજન; એમ વિચાર કરે જેટલે, રાજકુંવર આવ્યો તેટલે દીઠો રાક્ષસ પડયો શરીર, વીનતા ઉભી તેને તીર, ક્યાંથી આવ્યા આણે ઠામ, નહી આવે માનવનું નામ. આ અશ્વ સુધાં તેને ખાઉં, પેટ ભરી મારગ જાઉં; એવાં વચન રાક્ષસનાં સુણી, વીનતાએ વાણિ ઓચરી વચન બોલ્યા તે પાછા વમો મરવા આવ્યોછુજી અમો; માટે કરડી ખાઓ હાડ; હુંતો માનું તમારો પાહાડ. એવા બોલ વીનતાએ કહ્યા, રાક્ષસને મન આવી દયા: મરવા ઉપર રાજી મન શા દુઃખે મરો રાજન. તે વિસ્તારીને કહો અહિં, ત્યાર પછી ખાવાનો સહિ કોઇને મરવું વહાલુ નથી, કેમ મરવા આવ્યો સરવથી સાચી વાત જો નવ કહે મુને, તો ઇશ્વરની આણ છે તુને; ત્યારે વીનતાં બોલી તે જાણ; કરજોડીને લાગી પાય. માહારા દુઃખ તણો નહિ પાર, સંક્ષેપે કહુ વિસ્તાર; હું તો રાજાની છઉં દીકરી મુજ માતાએ ચોરી કરી પુત્ર તણું તેણે લીધુ નામ, રાજ સભામાં હરખ્યો તે ઠામ; પુરૂષનો વેશ રાખીને રહી, કોઇએ વાત તો જાણી નહીં એમ કરતાં વરસ થયાં તે બાર, માગુ આવ્યું

સભા મોજાર; ખાંડુ મોકલ્યું તેણીવાર, વરી ત્યાંતો સુંદર નાર. એ અંઘેર મુજ માતાએ કરયું તમ આગળ સાચુ ઓચાર; પરણી વીનતા આવેશે ઘેર ત્યારે શી થશે મારી પેર પ્રફુલીત થઃશે મારી કાય, તે કેમ રાખી મુજથી જાય; મોટી એબ લાગી છે શીશ, માટે ઘસ્યા આવ્યા આ દીશ, હાંસી થાશે અપરમપાર, શું મુખ દેખાડુ સંસાર; મારે મરવા આવી જાણુ ઇશ્વર જાણુ સાચી વાણ. એવાં વચન અબળાનાં સુણી દયા આવા તેને મન ઘણી દષ્ટ રૂપ તપેશ્વરીનું કરયું અબળા સાથે એજ ઓચરયું; એ વાત સાંભળજો તમો, સત વચન બોલ્યુંછું અમો.

દોહરો—તપેશ્વરી પછે બોલીયો. વીનતા સુણજે કાન; બેસ મારી પાસે સહિ, સાંભળ કહુ તે વાત. ૧ મહા તપના જોરથી તને પુરૂષ કરૂ આ ઠાર; ઘેર જાઓ તમે સર્વથી સુખે ભોગવો નાર- ૨ પુરૂષપણુ આપુ તુને, સ્રીપણું હુ લેઉ; મોજ કરો જઇ માનવી જીવતદાન તો દેઉં ૩ સરત આપણે ટલી, એએક આવે તન, પછે પાછું આપો મુને તો સત્ય વચન. ૪ ઉપકાર હું તુજને કરૂં પરમાર-થનું પુન્ય; હું તપેશ્વરીછું તપ કરૂ, મારે કાંઇ નથી તેની નુન્ય ૫ શાખા મણુ તુજને કહી, તે રાખજે ચીત મોજાર; વચન એ પાળજો તમો ને સાંભળજો આ ઠાર. ૬ તો એ અરસ પરસ કરૂં, મારી વીઘાનો પરતાપ; કામ થયા પછી આવજો, નહી તે. દઇશ સરાપ ૭ પ્રતીગ્રા કરો વાતમાં, તો હુ આપું જાણ, બીજું કોઇ જાણે નહી, અમ સીધ બોલ્યો વાણ. ૮ ત્યારે રાજકન્યા ચરણે નમી, ઘણી પ્રતીગ્રા કીધ; ઘણા સમ મુખે ઓચરી, સત્ય વચન દીધ. ૯ સુરજ ચંદ્ર બે સાખીઆ, સાક્ષી રાખ્યા શ્રી રામ; એક પુત્ર થવા પછે, પાછુ આપુ આ ઠામ, ૧૦ ત્યારે તપેશ્વરી રીજીયો. ઘરયુ પ્રભુનુ ધ્યાન; આશા પુરૂ એ નારની. હું કરૂં પરમાથ કામ- ૧૧ મારા તપના જોરથી, સફળ

થજો એનો અર્થ; એનું સ્ત્રીપણું મુજને આંવજો, એ થાજો પુરૂષ તરત. ૧૨ એમ આશા પુરૂ એહની જ્યાં સુધી થાય પરજન; સુત સમરપ્યુ તે ઘડી, કરે વીખે તે દીન. ૧૩ ઉગ્રતપ ઘણું કરયાં, તે પુન્યતણો પરતાપ; અરસપરસ ત્યાં થઇ ગયું, અન્યો અન્ય એ આપ. ૧૪ નારી ફીટી નર થયો, ચરણે નામ્યું શીશ, સીધ કામ કરી આપજો એમ સીધે દીધી આશીસ. ૧૫ ત્યાં થકી ચાલ્યો પાછો ફરી ગયો પીતા અવાસ, પોતાની નારી તેડી સહી, કર્યો ભોગ વિલાસ. ૧૬ વરસ બાર એમ વહી ગયા, થઇ ગર્ભવંતી તે નાર, પુત્ર એક અવતર્યો, સુંદર રાજકુમાર. ૧૭ પછી તે રાજાએ વીચારયું પાળુ મારૂ વચન; આશા મારી પુરણ થઇ, જાઉ સિધ ભોવન ૧૮ સત વચન પાળુ સહિ, જાઊં સિધના પાસ, આપું પ;છું એહને પ્રભુએ પુરી આશ,

ચોપાઇ—હવે એ વાત અહિથી રહી સિધ પુરૂષે શું કીધું તહિં જપતપ સહુ તેનું ગયું, તેની પાસે કાંઇ નવ રહ્યું. બુદ્ધિ ભ્રષ્ટ તે વેળા થઇ, ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ; રૂવે રૂંવેથી વાપીયો કામ, વેહે વ્યાકુળ થયો તે કામ, તે થકી નવ જાએ તપ ધ્યાન સહુ તેનું ગયું; મદોનમત થઇ વનમાં ભમે, કોઇ પુરૂષ મળ્યો તે સમે તેની સાથે માંડયું ઘર સુત, સ્વામી કરીને રાખ્યો ભુપ;હાશ વીનોદ કરે તે ઠાર એમ ત્રણ વરસ ગયાં તે ધામ, તે સિદ્ધને બાળક ત્રણ થયાં, બે પુત્ર એક પુત્રી કહ્યાં ચોથી વળી ઉદર ગરભવાસ, એટલે કુંવર આવ્યો તે પાસ જઇ કરીને લાગ્યો પાય, હિન વચન બોલ્યો તે જાગ્ય મહારાજ એક થયો બાળ, પાછો આપવા આવ્યા તતકાળ. સત વચન મહારૂં મીથ્યા થાય, માટે આપવા આવ્યો આંઇ, તમાર તમને મુબારક સહિ, ઉપકાર કોઇનો ભુલીએ નહિ; રાજકુંવર એમ બોલ્યો વાણ; સાંભળ રાજા ચતુર સુજાણ; કદાપી કરીએ ઉપકાર.

પાછુ નવ જઈએ લગાર. વગર વીચાર્યું કરયું છે કામ. માટે ફળ ભોગવું આ ઠામ; મેં કરયું તેવુ કરશો નહિ, કરશો તો દુખ પામશો સહિ, આ પરવશ થઇ છે મારી કાય, મેતો નર ભોગવ્યા છે ત્યાંય; ત્રણ બાળક રમે છે બહાર, ચોથું છે મુજ ગરભ મોઝાર. પાછું લઈને હું શું કરૂં, ફાટયું પેટ તે ક્યાં જઇ ઠરૂ, માટે મેતો આપ્યું તુને તે આપ્યું તે બક્ષુ મને, એમ કહીને આપી રજાય રાજકુંવર ત્યાંથી પંથે પળાય, સજન સહોદર મહીયાં તહિં એમ કોઇએ જાણી નહિ; અકળગતી પ્રભુની સહિ, તેની માયાનો પારજ નહિ, નાર હતી તે નર થઇ, નર હતો તે નારી થઇ; એ વાત તો પુરી થઈ, કોટવાળે વઝીરને કહી, માટે શહેરની તપાસજ લે, જશે શહેર રાજાને કહે; તેવી માયા રચી આ ઠામ, મોટું શહેરને ઉત્તમ ધામ. લોક સરવે રહ્યાં ત્યાં જઇ, એ વાતમાં સદેહ નહિ; તે રીતે શહેર તમારૂ જશે, માટે રહેજો ચોકશી. પરમેશ્વરે રચ્યો છે ખેલ, એ આગળ ઇંદ્રાસન સેહેલ; ત્યારે વઝીરનું રીઝયું મન, કોટવાળ સાથે બોલ્યો વચન તમો નજરે જોઇ આવો અહિં, પછી પક્કી ખબર કહાડોને સહિ; પછે કરીએ રાજાને જાણ, એવું વઝીર બોલ્યો તે વાણ.

દોહરા—કોટવાળ ત્યાથી ઉઠીઓ, થયો ઘોડે અશ્વાર; છડી અશ્વારીએ પરવર્યો, જોવાને તે ઠાર. ૧ દીઠી રચના દુરથી, જાણે સુરજના અવાસ. જાણે દીનકર ઉગીયો, એવી જોત પ્રકાશ રે જોતાં ભુખ ભાગી ગઇ ધન આંહીના લોક; ધન નગરના અધિપતિ. સમિયા સઘળા શોક. લોકે જઇ કહ્યું રાયને, કોટવાળ આવ્યો આ ઠામ; જે હુકમ હોય તે કીજીએ, વચન કરીએ પ્રણામ, ૪ બેસાડો રત્ન મહેલમાં આગ્યા કરો જઇ ત્યાંય; એવાં વચન રાયનાં સુણી, કોટવાળની ઝાલી બાંય. ૫ રત્ન મહેલમાં લઇ ગયા. મુખ આગળ મેલ્યા પાન રક્ત મણી સુવરણમાં જડી જાણે શોભા કોટીએ ભાણ.

૬ કોટવાળની વતી કહેવાતું નથી, ચીત ભરમ થયો તતકાળ જળ હળ જોત ઝળકી રહી, થઇ રહ્યું ઝાક ઝમાળ. ૭ ફુવારો છુટે અંતર ગુલાબના, બીજી શોભાનો નહી પાર. સુગંધી નાના પ્રકારની, કહેતાં નવ આવે પાર. ૮ રાજકુંવર ત્યાં જાગીયા, જાણે ઇંદ્રપુરીનો રાય; કોટવાળ ઉઠી ચરણે નમ્યો કર જોડી બેઉ ત્યાંય, ૯ કુંવર પ્રતે મુખ બોલીયો, સીરકસ્તાન અમારૂં ગામ: ત્યાં સતવાદી રાજા વસે, જલાતસંગ તેનું નામ, ૧૦ તેણે મોકલીઓ મને. કહેવાને એક વાત રીસ ન કરશો મુજ ઉપરે તે માડી છે કહું ખ્યાત ૧ કહ્યા પ્રમાણે હું કરૂ, જોડીને બે હાથ, ત્યારે રાજકુંવર બોલીયો સાચી કહોને વાત ૧૨ શું કહાવ્યું છે રાયજી શી છે એમાં રીસ, જે કહેવડાવ્યું તે તમે કહે, કરતા હમારા જગદીશ. ૧૩

ચોપાઇ—ત્યારે કોટવાળે જોડયા બે હાથ, બોલ્યા રાજકુંવરની સાથ. તમો છો દેવાંશી અવતાર એમ દેવ રચના દીઠી આ ઠાર. કોણ જાતને શું છે નામ, કેમ વસીયા છો આણે ઠામ; શેહેર અમારૂ ઊજડ થયું અહી આવીને વશીઆ સહુ. એક મેણમાં બે તરવાર. કેમ રહેશે તે કરો વિચાર; અમ સેહેર સમીપે વસીયા તમો, કંઇ પેરે કરશુંજી અમો. જુધ્ધ કરવું હોય જો મન, તો તઇયાર છે મારો રાજન; દગો કરવા આવ્યા આ ઠામ, એ વાતમાં રાજી નહિ રામ, એ વાતનો પ્રતી ઉત્તર દિજીયે, પછે પંથ અમારો લીજીએ. ઇશ્વરઆણ એ વેળા સહી, સાચી વાત જો કહો નહિ. લશ્કર નથી મુજ પાસે સરવથી મારે વઢવું કો સાથે નથી. નથી જોઇતું કોઇનું રાજ નથી લઢવાનું મારે કાજ. નથી તમ સાથે મારે વેહેર, હુતો બેઠો છું મારે ઘેર. બેઠા ધ્યાન ઇશ્વરનું ધરૂં, સત્ય લચન ચાચું આચરૂ, સત વચન પાળુ પાંસરો, સુખે રાજ તમારૂ કરો ત્યારે હરખ્યો કોટવાળ મન, માગી શીખ ઉઠયો તે દન; ગયો પાછો પોતાને ગામ, વજીરને મળ્યો તે

ઠામ વાત વિસ્તારી સહુને કહી, જે જે વાત તે સાથે થઇ. સરોવરને સઘળુ છે ગામ, ઇંદર સરખો રાજા તે ઠામ. અને ઘણી આખર આપી સહી, સંતોખીને મોકલ્યો અહી. ત્યારે વજીર થયો નિરાસ આવ્યો રાજ સભામાંય; ડંડવત કરીને નમાયુ શીશ, પછે મુખ બોલ્યા તે હિશ આપણા શેહેરથી ત્રણ જોજન, ઘણી ઝડી ભયાનક વન; ત્યાંતો વસાવ્યું કોઈએ શહેર; દેવ કામ દેવતાઇ મહેલ ઇંદ્રા સનથી શોભા અહુ, શું મુખે વિસ્તારી કહુ; આપણા લોક વસ્યા ત્યા જઇ; અડધ નગરી ખાલી થઈ. કોટવાળને મોકલ્યો તે જાગ્ય, જઇને જોપ આવ્યો બાગ; પુછી વાતને લાવ્યો પાર તે પણ વાત કહુ આ ઠાર. ઘણું રૂપને શોભા વિશાળ, છે કોઇ પરમેશ્વરનો લાલ; કહે હું કોઇ ડરતો નથી. સુખે રાજ કરો સરવથી.

દોહરો—સુણી વચન વજીરનાં, અચરત પામ્યો રાય સભા સહુ વિસ્મે થઇ એ કારણ શુ કહેવાય. આપણા શહેરને પાદરે કોણે વસા વ્યું ગામ; એવો બે માથાનો કોણ છે, એમ રાજા બોલ્યો તે ઠામ, કોઇ સાચુ જુઠું કહે, બેઠા સભાના લોક; રાજાને મન નિશ્ચે થયું. પ્રગટયો મનમાં સોક, વજીર વચન મીથ્યા નહી નિશ્ચે સાચી વાત, રાજા ચીંતાતુર થયો કંઇ પેરે ભાંગુ ભ્રાંત. માનવ તણો નહિ આશરો કોઇ દેવ દાનવનું કામ, દેવ રચના તેણે રચી, કીધાં નઉતમ ધામ ક- દાપી હું ત્યાં પરવરૂ, મળવા કારણ રાય; કેદ કરી રાખે સહી, તો હાસી થાય પુરમાંય. એમ વિચારી મન વીષે, વજીર શું બોલ્યા વાણ, તમો ચરચા જુવો સહી; તમે જાતે ચતુર સુજાણ. એ દેવ દાનવ કે મા નવી, લ્યોની જઇને પેર; દેવ રચના કોણે રચી, તે શું છે કારણ ઘેર. માટે તમે ત્યાં પરવરો, જુવો ચતુરાઇ ચાલ, કપટી હોય તો પાછા આવજો, નહીતર કરજો વહાલ. મિત્રાઇ તે શું કિજીએ; કોઇ હોય ચતુર સુજાણ. કપટી હોય તો યુદ્ધ કીજીએ, એમ રાજા બોલ્યા

વાણુ એવાં વચન સુણી રાયનાં ઉઠયો વજીર તેણી વાર, છડી અ-શ્વારી પરવર્યો, જ્યાં સ્વર્ગપુરી તે ઠાર. દીઠી રચના દુરથી ઉદેકાર ઉદયોત, પુર વિખે તે પરવરયો, જુવે દીપકની જોત. બાગ બગીચા ને વનસ્પતિ, મેહેલ અટારિ અવાર, સુવરણુમાં મણી જડયા, ઝળકી રહ્યા ચોપાસ. જોતો જોતો આવીયો. જ્યાં . મોટાં દરબાર; દીઠો વજીરને આવતો, શોભાનો નહિ પાર. અરજ કરી જ્યાં રાયને; વજીર આવ્યો આ ઠાર; સીરકસ્તાનના રાયનો, એમ કહિને કરી સલામ

ચોપાઇ—એવાં રાજકુંવરે સુણી વચન. પ્રસન થઇ બોલ્યો તે દન; મોતિ બાગમાં બેસાડો જઇ, હું મળવાને આવું તહિં. આગતા સ્વાગતા કરો અપાર, પાન ફુલ મુકો તે ઠાર, એવાં વચન સતકનાં સુણી: ગયો સામો વજીરની ભણી કરજોડીને કરયો જુહાર. બેસાડયો મોતીની બાગ મોજાર; પાન ફુલ આપ્યાં મુખવાસ, સુગંધી મુકી છે ચોપાસ, અતરનો હોજ ભરયો છે તહિં; ફુવારા જારી કીધા છે સ-હિ; વજીર દીગમુઢ થઇ ગયો, શોભા જોતાં અચરત થયો. ઠામે ઠામ મોતિની ઝાલ, એક મોતિનું નવ થાયે મુલ. એવાં કોટી મોતી ચો-પાસ, દેવ રચના દેવતાઇ વાસ. માનવ કેરૂ નથી એ કામ, શીવ વીષ્ણુ કે બ્રહ્માનું કામ; એમ વિચાર કરે જેટલે, રાજકુંવર આવ્યો તેટલે વજીર ઉઠીને લાગ્યો પાય નિશ્ચે દેવતા એ કહેવાય; એવુ રઢીઆળુ દીઠુ રૂપ ઇંદ્ર સરીખો દીઠો ભુપ ત્યારે વજીર કરજોડી રહ્યો; રાજકુવરે બોલજ કહ્યો; કોણુ દેશને શુ છે નામ; શા અરથે આવ્યા આ ઠામ; ત્યારે વજીરે કરી વિનતી, સીરકસ્તાનનો પૃથ્વીપતિ. જલદસગ રાજાનું નામ તેનો મોકલ્યો આવ્યો આ ઠામ; વજીર તેના છીએ અમો, અરજ એક સાંભળોની તમો, આ દેવ રચના દેવતાઇ મેહેલ. એ આગળ ઇંદ્રાસન સહેલ, છો તમે ઇંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ અમારા ગામનું પાદર સહી નઉતમ રચના કરી અહિં; જોએ અનેક

મન માને સહિ, માટે મુને મોકલ્યો અહીં કીરપા તમારી હશે સહિ, તો તે નગર વસવાનું અહિ; નહિ તો કાઇ માણસની થાશે હાણુ, વિપરીત વાત સાચી નિરવાણુ: કીરપા દ્રષ્ટી તમારી હોય. તો રાજા મળવા આવે સાય; એવો વચન વજીરનાં વણાં, રાજકુંવરે બોલજ કહયાં તમારા રાજાને કહેજો દુઃખ શાને તમો ધારો છો સુખ વધુ ભોગવો તમારૂં રાજ, શાને મનમાં કરો છો લાજ. ચીંતા ફીકર કાંઇ કરવી નહી. સુખે રાજ ભોગવો અહી; મળવા આવો સુખે તમો, એ વાતમાં રાજી અમો, ત્યારે કર જોડી કરી વીનતી, આઠમે દીવસ આવશે અધીપતી; એમ કહીને મંદીર જાય, પાછો આવ્યો જયાં છે રાય

દોહરો—વીદાય કરી વજીરને પોતે ગયો વીનતા પાસ, હશી વચન મુખ બોલીયો, આજ પોહોચી મનની આશ મુજ પિતા મળવા આવશે જોઇશુ અન્યો અન્ય સુખ; વીજોગના સંજોગ થશે થશે માંહે માંહે સુખ. ઓશીગન થાઉં તાતને, સેવા કરૂ આ વાર આગતા સ્વાગત કરૂ; તો પામીશ જસ સંસાર. ત્યારે મેમુદા ઓચરી સમરો અબોલા માત, જે જોઇએ તે આપશે, થાઓ ઓસીંગલ તાત, એવાં વચન સુણી નારનાં. ધુપે વાળ લઇ નામ; તરત ખબર તેને થઇ, આવી પોચી તે ઠામ. મેમુદા લાખી બે સુદરી ત્રીજો રાજ કુમાર; હાશ વિનોદ કરે સહી. આવી પોતે દાર. મેમુદા ચરણે નમી, લાખી નમી, તે સાથ, રાજ કુવર ચરણે નમીયો, જોડી કરી બે હાથ. અબોલા રીઝી ઘણું, જોડી નર નારીની જોડ; થઇ ત્રસન મનમાં થઇ, પોરયા મનના કોડ, આ કોણ બીજી પ્રેમદા, કુંવર કહે મુજ નાર; તે પણ જોઇ રીઝી ઘણું પ્રસન થઇ તે ઠાર, ખોળામાં બેસાડીઆં, નર નારી બેઉ સાથે; હશી વચન મુખ ઓચરી. માથે ફેરવ્યો હાથ કેમ સમરી મુજને તમો, કેમ બાળ્યો મુજ વાળ; શી ઇચ્છા છે મન વીષે, તે માગીલ્યો તત્કાળ માતાજી આપો તમે.

તે કોઇથી નવ અપાય; સ્વર્ગનાં સુખ ભાગવીએ અહીં, તે તમ તણો મહીમાય. આ મેમુદા તમારી દીકરી, તેને મળવાનું થયું મન; સમરણ માત્રમાં આવ્યાં તમો, ધન ધન આજનો દન. માતાજી અક બીજી વીનતી માત પીતા છે જેહ; તે જોવા આવે છે આમને તેથી આણંદ વરસો મેહ. ઘણે વરસે જોશું અમો, માત પીતાનું મુખ. વીજોગનાં સંજોગ થશે જોઇશું અન્યો અન્ય મુખ. એની આગ્ના શું કહું, તો થાય જગમાં નામ; અબોલા કહે ઇચ્છા હોયતે આપુ આણે ઠામ

**ચોપાઇ**—માતાજી મળવા આવે પીતય, તેને ઓળીંગલ આંહ બાર કોશ અહીંઆંથી ગામ રચના કરવી બાહાર મુકામ અકેક કોશને છેટે સાર તંબુ તણાથો ઝાંક ઝમાલ રંગ બે રંગ જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વીખ્યાત. બીછાના રંગ બે રંગી સહી, કીનખાપ મુખમલ સીવાય નહી, તે બાર કોસ લગી જાણ; તે ઉપર ચાલી આવે રાજન. આબરૂ આપુ મુજ તાતને છું ઉમેદવાર મળવા તાતને અબોલા ત્યારે હરખ્યાં મન, રાક્ષને રજા આપી તે દત જરી તણા તમ્બું જઇ કરો, એકેક ગાઉને છેટે ધરો. કીનખાપ મખમલના સાર; જમીન ઉપર પાથરો નીરધાર. તસુ જગા કાંઇ ખાલી નહી, જાવો કરો તે વેગે જઇ; એવાં અબોલાનાં સુણી વચન. સજ થયા સહુ રાક્ષસ જન. દેવતાઇ માયા મળી તેની વાર ધારી વસ્તુ કરે તે ઠાર; દેવ રચના કરી તે ઠામ, કીધાં તંબુ ન ઉતમ ધામ. ખાનપાન ભરયાં તે જાગ્ય આવીને લાગ્યા તે પાય; સીધ કામ કરી આવ્યા અમો, જે જે ફરમાવ્યું તમો- તેવાં વચન રાક્ષસનાં સુણી અબોલાએ મુખ વાણી ભણી. કહ્યાં પ્રમાણે કીધું નહી, મજી બેઠા અબોલા ગઇ, વળી કદાપી પડે જો કામ, તો તો સમરજો આણે ઠામ. એમ કહી અબોલા જાય, રાજકુંવરને હરખ ન માય. દેવ રેચના મારગમાં થઇ, એવી રચના નવ જાએ કહી; રંગી બેરંગી

પાથરીઆં પાટ, સોભી રહી રસ્તાની વાટ. લોક જોઇને આવ્યા તહી, રાજકુંવરને વાત કહી, હવે વાત અહીથી રહી. વજીર ગયો ત્યાં થી ગત થઇ. જઇ જલદ રાજાને પાય; સઘળી વાત કહી જ્યાં રાય, મેહેલ બાગ રાજાનું રૂપ. ઇંદ્રપુરી ઇંદ્રાસનનો ભુપ. તે સિવાય કોઇ બિજું નહિ, તથને કહુ નિસ્ચે કરી અહી, નથી તેથી તેને કોઇ સાથે વેર. આદરમાન આપે બહુ પેર. સઘળી જનમારો માહરો કરી, તમ પાસે આવ્યો પાછો ફરી, નિમકહલાલ કરવાને કાજ. નહિતર ત્યાં રહેત મહારાજ. એવાં વચન વજીરનાં સુણી, સભા સહુ અચરત થઇ ઘણી. રાજા રીજયો અતિશે કાય, આનંદ તેના અંગ ન માય.

દોહરો—ગુલબંકાવળી પણ છે ત્યાંહી, સભા તણે મોઝાર તેણે વાત સહુ સાંભળી, કરવા લાગી વિચાર. તે નરતો નિશ્ચે સહી, મારા કુલતણો હરનાર, જોવી રચના મારે ત્યાં જઇ, એમ નિશ્ચે કરયું તે ઠાર ત્યાં જલદ રાજા રિજ્યો, જોઇ મહેલને બાગ; ધન ધન તે નરને રહી જેણે રચના રચી અથાગ. વજીર વખાણ કરે ઘણાં જોઇએ તેતો આ ઠાર. એમ સ્વારી તઇયાર કરી, ઘડી એક મોઝાર, એવાં વચન સુણી રાયનાં હલકારા દોડયા ચોપાસ ઠામ ઠામ જાહેર કરયુ, સેનાપતિ જે વાસ. ઊંમરાવ અમીર સરવે મળી. થયા ઘોડેસ્વાર હસ્તી સહિત ટોળે મળ્યા, રાજાને કરયો જુહાર. ચઢી સ્વારિએ નિસર્યા માણસ એક હજાર, રસાલો સહુ પોતા તણો, નિસર્યો શહેરની બહાર. અમીર સહુ પોતા તણા, વજીરને કોટવાળ, પુત્ર ચાર સહું પરવર્યા. જોવી કારણ તે ઠાર. ગુલબંકાવળી મરદ સહી, તેનું બહુ પરાક્રમ, રાજા ચાલ્યો જોસમા, ઘોડા ઉપર અસ્વાર પુત્ર ચારે મુખ આગળે, છત્રીસ વાજાં વાગે ઘણી, શોભાથી પરવર્યા, જોવા કારણે રાય. રાજાને હરખ ઘણો, કયારે જોઉ એની કાય. તિરવા બે ત્રણ ચાલિયો, ત્યાં દિઠો નઊતમ ધામ બિ-

છાના નાંખ્યો મુંખમલનાં, દિઠો તેણે ઠામ, તંબુ દિઠા જરી તણા. જાણે ઝળકે ભાણ, જરી મંજરી કસબી તણી, ઉદેકાર ઉદયોત. જોઇ રચના વિસ્મે થયો. બિછાનાં અમુલ્ય જોત. તંબુતણી ઉપમા શી કહું, ઈંદ્ર સભી સમતુલ્ય. હરખ ઘણો થયો રાયને, જોતામાં છે અમુલ, વજીર પ્રતે વાણી કહી, તમે બારકોશ પોહોચે મુકામ, ત્યારે આ શોભા કોણે રચી. દેવપટ મુકામ, રચના ત્ય નઉતમ થઇ અચરજ થયો વજીર આ નઉતમ ખેલ નવો થયો, કાલે નહોતું આણે તિર.

ચોપાઇ—એમ કરતાં ચાલી આવ્યા પાસ, ચરણે આવી નમ્યા તે કાળ, કર જોડીને બોલ્યો તે દિશ. જલદ રાજાને નમાવ્યું શીશ આ વિશ્રામ ઠામ કરયા તમ કાજ, એ સ્થળે વિશ્રામ કરો મહારાજ ઘડી એક ત્યાં સુખીઆ થાઓ પછી ત્યાં મળવાને જાઓ, આગતા સ્વાગતા તમારી કીજીએ, લાહવો લાખેણો લિજીએ; એઠ કહી લાગ્યા પાય, રાજા મનમાં અચરજ થાય. અસ્વારી રાખી તે રાય, પોતે ગળ તંબુની માંય, શોભા જોતાં અચરત થયો, કહો ભાઇ આતે શું કરો, અચરત પામ્યા સઘળા લોક, સભ્ય તેના મનમાં શોક, કવી કહે શું કહું કથી, શોભાનો પારજ નહી સંક્ષેપે કરયો વીસ્તાર, એથી શોભા બીજી અપાર: દેવના સરખા તહાં વીસમે થાય, સહુ રચના જોઇ તે રાય, ખાન પાન મેવાને ફુલ, સુગંધ બેહકી રહી છે અમુલ, જલદરાય બેઠો ત્યાં જઇ, જાણે ઈંદ્રની શોભા છે તહી, ચાર ઘડી ઠરવા તે ઠાર, પછી સ્વારી કરી તઇયાર. ત્યાં આબરુ મુજને દિધ, સફળ જનમારો મારો કીધ ક્યારે જોઇશું એનું ધન ધન ધન એની માની કુખ; એમ કહિને નિસર્યા બહાર, સરવ લુંટાવી દિધુ તે વાર. મુખમલ બિછાના જરીના કામ, સરવ લુંટાવ્યું તે ઠામ, રાંક લોક બહુ નાહાલજ થયા જલદ રાજા સઉ વિસમે થયા, ઇંદરાપુરી આશરે કામ અનમલ

બેઠા હસે દામ, ગણીતમાં કાંઇ આવે નહિ. કેમ લુટાવી દિધુ અહી. ત્યારે ચાકરે જોડયા માથ, અરજ કરી બોલ્યા તે સાથ તમારે મન અમુલખ સહી, મારા રાજાને હિસાતમાં નહિ સોનુ રૂપું ઝવેરને લાલ હિરા મોતીનો પરવાળ; સ્ફાટીક મણીને લીલાં મણી, જડીત મહેલની શોભા ઘણી, તેને મનથી તરણા માત્ર, તમ ઉપર કરૂ ખેરાત, એ હુકમ પ્રમાણે કીધું અમો, સુખે આગળ પધારો તમો અચરત પામ્યા સરવે જન, વળી આગળ ચાલ્યો રાજન; ઝળકારે જબરારો થાય, તેથી રાજા ઘણો અકળાય.

દોહરો—જલહરાજા અચરજ થયો, વળી આગળ ચાલ્યો જાય; એક કોશ વળી ચાલીયો ત્યાં દીઠી રચનાય; બમણું કામ પેલા થકી, બિછાનાં શુભ અમુલ્ય, તેની રચના શી કહું, સુરજને વળી સમતુલ્ય જળહળ જોત ઝળકી રહી, ઘણાં ચિત્ર વિચિત્ર કામ, રાક્ષસ જાત જાત સરવે મળી, તેને કીધો દંડવત પ્રણામ આગતા સ્વાગતા ઘણી કરી, દીધુ પણું એક માન; અબિલ બરાસ મેવા ફુલ, તેવા ફળને પાન. એક ઘડી તેમાં કરી; વળી ત્યાંથી નિસરયા બહાર, તે પણ લુટાવ્યું સહી. ઘડી નવ લાગી વાર. ત્યારે રાજા મુખથી બોલીયો, શુ કરો છો આ કામ, મારા ખાવીંદના હુકમથી, તમપર ખેરાત આ ઠામ. કશી ગણત્રી એની નથી, નથી ખજાને ખોટ; હિરા ઝવેરના ઢગલા બારણે. તેને શી વાતની ખોટ. એ હજુરી રાયની, ન દીઠી તે રચનાય, લુંટાવી દીએ એક પલકમાં, તે જાઇને વિસ્મે થાય; એમ વાત કરે તહીં, આણંદ અંગ ન માય; તાજલમુખને ખબર થઇ કે આવ્યા મુજ પિતાય.

ચોપાઈ—ઘણું પ્રસન થયા તે વાર, પોતે સ્વારી કરી તઇયાર મળવાને સામા પરવરયા, હરખ ધરી પોતે સંચરયા, દિવ્ય વસ્ત્ર સજ્યા શણગાર, શોભા કહેતાં નવ આવે પાર: કામદેવ સરીખું રૂપ,

ઇંદરની સરખો દિસે ભુપ. ઘડી સ્વારીએ આવ્યો તહી, એક કોશ સામો તે સહી, જલદરાયે જાણી વાત, રૂવે રૂવેથી થયો રળિયાત. ધન ધન મારે આજનો દન, પરમેશ્વર થયો પ્રસન; ઘેર બેઠે ગંગા મલી, જોતામાં પાપ જાશે પરજરી. મારા પુન્ય તણો નહિ પાર, સામો મળવા આવ્યો આ ઠાર; એમ વિચાર કરે છે રાય. રાજ કું-વર ઉભા છે ત્યાંય. જાણે બિજો દિનકર સુર; એનું ઝળકે મુખપર નુર; સભા સરવે ઝાંખી થઇ, કોઇથી સામુ જોવાય નહિ, જાણે ચિ-તરામણ લખિયા ભીંત, એમ થઇ ગયા સઉનાં ચીત, જલદ રાજા ઉઠયા તેની વાર; અન્યો અન્ય કરયોર જુહાર. પ્રેમ આલીંગન દઇને મળ્યા, દુઃખ હતા તે સઘળાં ટળ્યાં; રાજકુંવરે કરી વિનતી ભલે પધારયા પૃથ્વીપતી. ભલે પધારયા આણે ઠામ, પાવન કરો આવી મુજ ધામ; શરણે આવ્યા તમારે આજ, પુરણ ભાગ્ય અમારે કાંજ રાંક જાણી કરૂણા કિજીએ; જશ ગ્રહીમા અમને દિજીએ, કરૂ સેવા હું રૂડી પેર, આજ પધારો મારે ઘેર; સેના સહિત ચાલો મુજ સાથ એમ કહીને જોડયા હાથ, એ સાચું સ્વપ્નુ કહેવાય, બંકાવલી સરવે જુવે છે ખ્યાલ, તે પણ મનમાં થઇ ખુશાલ; એ નર સિવાય બીજો નહિ, જોઉ ચરચા શું થાય અહીં એમ જોઇ સઉ અચરજ થાય, ઉઠી ત્યાંથી સરવ સમુદાય; અસ્વારી થઇ તઇયાર, આગળ રાજા પાછળ રાજકુમાર, છત્રીસે વાજાં વાગે સહી. બીજી શોભા નવ જાએ કહી, એ રીતે આવ્યા પુર પાસ, જાણે સોભા સુરજ પ્રકાશ.

દોહરો—દીઠી રચના ત્યાં દેવીની, ઉદેકર ઉદ્યોત. જાણે કોટી સુરજ ઉદે થયો. જાણે જલહલ જોત. બાગ બગીચા રાવટી; જાળી અટારીને માલ; કામ બધુ સના તણું; માટે જડયા હિરાને લાલ ઘર કોટને કાંગરા. સોના કેરી કોર; દશ કોશની વસ્તી તહી; તે શોભા અપરમપાર. વૃક્ષ ઝાડ ઝળકી રહયાં. સોના રૂપા કેરા વિલાસ;

માણેકલાલ લીલામણી. ને સારૂ ઝળકે લાલ. કવી કહે શું વરણવું, દેવતાઇ સઘળુ કામ શી શી રચના તેની લખુ એ રચના એ ઠામ. દીગમુઢ સઘળા થઇ રહ્યા એ કારણુ શું કહેવાય; અવતાર સફળ સઉના થાય, એમ કહીને જાતો જોય. જોતાં ચાલ્યાં સહુ, ગલી કુંચીને બજાર. બાગ બગીચા રાવડી. આવ્યા મેહેલમા તે ઠાર, રાજકુંવરે હુકમ કર્યો, હીરા બાગ કરો તેયાર; ઉતારો તેમાં રાયને, તેમાં શોભા અપરમપાર. જાણે કોટી દિપક પ્રજાળિઆ, જાણે ઝળકી હિરાની જોત; બિજી રચના તેમાં ઘણી. ઉદેકાર ઊંદ્યોત. જરીના બીછાના તકીઆ ત્યાં, તેમાં પણ હિરાનાં કામ. બેસાડયા તેવાં રાયજી, ઈંદ્ર શોભા તે ઠામ. ફુવારા જારી કરયા, ગુલાબ અત્તર જાંહાં; સેર ધારા છુટે તહીં સુગંધ બેહેકી રહી ત્યાં બીજાં પુશપોનો પારજ નહી, તરેહ તરેહનાં તેલ; ભરી છાબ ત્યાં પુષ્પએ થઇ રહી રંગ રેલ, ભક્ષ ભોજન મુકયાં ઘણાં, મેવા ફળ પકવાન. આગતા સ્વાગતા કીધી ઘણી, કરાવ્યા અમરત અહાર રાગ રંગ પછે ત્યાં થાય, ગુણકા નાચે તે ઠાર. આણંદ સહુને અતી ઘણો ખુશાલી સહુને અંગ; ગુલબંકાવળી મનમાં દુ;ખ ધરે તેનો કહુ મહીમાય.

ચોપાઇ—ગુલબંકાવળી ધરે છે દુખ ઉતરી ગયું તેનુ મુખ, એ તે શું કાજ કીરતાર, મારી સઘળી રચના આ ઠાર. બેહેલ બાગ બગીચા સહી, કોણ ઉચકી લાવ્યું અહી; મરત લોકમાં એ કેમ થયુ, એવું દુઃખ કોણે મુજને કરયું એ રીધ્ર સીધ્ર મારી સહી, કેમ કરીને આવી અહી; માટે ફુલ તણો એ નિશ્ચે ચોર, આ દુઃખ કેરૂ ઘનઘોર. એ કઇ પ્રકારે આવ્યો અહી. મુજને તો અચરત સહી; એમ ઘણી દુખીઆરી ત થઇ, પછે પાંચ પરી તેડી તહી ગુપ્ત કરી તે સાથે વાત, આતો મોટો થયો ઉતપાત; સરવ વસ્તુ આપણી

આવી આંય; એતો કારણ શું કહેવાય આ દેવતા કેરો કોપ આપણો દેશ થયો અલોપ, મતી બંગ થઇ પડી આય. નથી સુઝતો એકે ઉપાય તમો જઇને જુવો તહી, આપણી વાડી છે કે નહી; ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આવો આ અવાસ. વચન વિનતાનું મસ્તક ધરૂ, ગગન મારગે પ્રવેશજ કરૂ, ઉડતી વિધા તેને શી વાર, પવન પહેલાં જાએ તે ઠાર. એવો પરી તણો મહીમાય, ચાર ઘડીમાં પહોતી ત્યાંય; બંકાવળીનો જે ગામ, વળી સરવે જાહાં છે મુકામ. ફરી વળી તે ચારે પાસ, દિઠી રચના પોહોતી આશ; રતીભાર કાંઇ ઓછુ નથી, ધારીને જોયુ સરવથી. ત્યાં નીશા પોતાની કરી, પછી ઉડા ચાલી સુંદરી; ચાર ઘડીમાં આવી તે ઠાર, ગુલબંકાવળીને કરયો જુહાર આપણી વાડી મેહેલને બાંગ, સરવે અનામત છે તે જાગ; અહીં અંતર નથી. એ નિશ્ચે વાત સાચી સરવથી. એ પ્રભુ તણી માયા નહિ; પાર; કોઇ દેવતાઇએ રચ્યો આ ઠાર એવાં વચન સુની તે ઠાર, ત્યારે હરખ પામી અપરમપાર; ચરચા જોવા બેઠી તહી. હાસવીનોદ થાએ છે સહી, ઘણી ખુશાલી તેને મન, નચીંત થઇ બેઠા સહુજન રાજકુંવરે પછે કાઢી વાત, ભગવા સઉના મનની ભ્રાંત

દોહરો—ત્યારે રાજકુવર મુખ બોલીયા, સુણીએ રાયજી વાત; હકીકત તમારી કહો, ભાગે મન ઉચાટ. રાજરીતી શી રીતે કરો છો. પ્રજા તણા પ્રતી પાળ, નારી ફરજન તમને સહી, તે કહો માંડીને વાત પ્રધાન તમારો ડાહયો હશે, કોટવાળ હશે તેણી વાર, તે સરવે કહો તમો પછે અમ કહેશુ અમ વાત, ત્યારે જલદસિંગ પછે બોલિયો સાંભળો! રાયજી વાંત, એ હકીકત માંડી કહુ, ચીતમાં લાવો ખ્યાલ.

ચોપાઇ—સુણો રાય ચતુર સુજાણ ખાતરી વીણા છઇએ સનનાન, રાજ ચલાવુ રૂડી પેર, ઘણી અલખત છે મારે ઘેર પ્રધાન કોટવાળ છે રૂડી રીતે, તે ઘણા વાલા છે ચીત, ઘરમાં

તરૂણી છે એક, તેને પુત્ર ચાર વિવેક, તે પુત્ર અમારા આગળ સહી. તેના ગુણનો પારજ નહી, કામ કહ્યું કરે છે તરત, નથી લાવતા મનમાં ગરવ.

દોહરો—ત્યારે રાજકુંવર પછે બોલીઆ, કહી તમોએ સત્યજ વાત; ચાર પુત્ર તમો કહો પણ મેં સાંભળ્યા પાંચ. તમો જે ચાર કહો છો સહી, મે અચરત સરખી વાત, પાંચમો પુત્ર કહો કયાં ગયો. સાચુ કહો વીખ્યાત, જલદસંગ ત્યારે બોલીઓ, સાંભળો રાયજી વાત. પાંચમાની વાત કહેવાની નથી તેમાં ઘણો ઉતપાત, જન્મ થયો તે પુત્રનો. જોશીએ કરયો વીચાર આ પુત્રને જોતાં અંધ થશો એ અચરત સરખી વાત; માટે દેશવટો દાધો એ પુત્રને, કહાડયો જંગલ મોજાર, વજીર સાથે પરવરયો રક્ષા કારણ સાથ; ત્યારે રાજકુંવર પછી બોલીયો, કેવુ હતુ તેનું રૂપ, નામ તેનુ શું હતું તે વિસ્તારી કહો ભુપ, જલદસંગ ત્યારે બોલીઓ, શુ જાણુ એનુ નામ, વજીર પછે તેડીઓ, સાચુ કહો આ ઠામ, તે વજીર આવી ઉભો સહી, કરજોડી કર્યા પ્રણામ, શુ ફરમાવો છો રાયજી, એમ કહીને નમ્યો તે ઠામ. રાજકુવરે પછી ઓળખ્યો, નિશ્ચે વજીર કહેવાય એણે પાળી મોટા કરયો, એ વાતમાં નહી સંદેહ, ભણાવ્યો ગણાવ્યે, છે મુને કીધો ઘણો ઉપકાર, એમ વિચારી મન વીખે, પુછ્યુ સભા મોજાર. પાંચમો પુત્ર રાજા તણો, તે સોંપ્યો તમને જાણુ, તેનાં નામ કળા શેણુ ચાતુરી, ધારીને કહો મંડાણ, પછે વજીરે માંડી કહ્યું જે પુરવે હતી વાત તે સાંભળીને હરખયા, ખુશી થયા સહુ સાથ; ત્યારે વજીર કહે સહુ સાંભળો, કહુ અચરજ એકવાર પાંચમો પુત્ર જે હતો, તેવો છે આ રાજકુમાર એ કાન્તી ચતુરાઇ તે તણી, રૂપ રાગને રંગ મેં પરીઓ એની કરી, પાંચમો પુત્ર એ સંગ. મારા પુન્ય ઓળખ્યો સાચી કતું છું વાત; મહારાજ એ ખોડી કહો, વીસ્તારી કહો વાત.

**ચોપાઈ**—નીસાની એધાની સહુ મળી, મળ્યા અન્યો અન્ય પોતે રહી તમને મળવાને તેડે છે તહી, વેગે કરીને ચાલો વહી એવાં વચન સેવકનાં સુણી. ખુશાલી વાધી મનમાં ઘણી; તે વીનતા તણું ઘણું દુઃખ જોતા ચાલ્યાં મા પુત્રનુ મુખ વધામણીમાં આપ્યા શણુ. ગાર. સુખપાલ ઉપર બેઠા તે ઠાર; માતા પુત્રને મળ્યાં તહી, શોભા જોતાં દીગમુઢ થઇ રાજકુંવર જઇ નમીયો પાય, હું તો પુત્ર તું મારી માય; દીઠું મુખ ને દુખ ગયુ વીસરી, રૂવેરૂ તેથી રાની ઠરી; માતા પીતાને બીજા પ્રાત કરવા લાગ્યા મુજની વાત,

**દોહરો**—માતા પીતા મુખ બોલીયા, કુળ તારણુ તું તન. પરણાવીએ તુને પદમણી, વનીતા રૂપ રતન. સંસાર તણુ સુખ ભોગવે, ઘણું દુખ પામ્યા રાય એમ કહીને રોઇ ઘણુ, ભરે આંખ્ય તેની માય અરે માતાજી ચિંતા તજો, બે પરણ્યો છું નાર; એતો દાસી તમ તણી, કહોતો લાવુ આ ઠાર, અરે માત પીતા હરખ્યાં ઘણું, જોવા ઇચ્છુ છું મુખ; દીકરા દેખાડો વહુ મુજને, તો તો જાએ દુઃખ સજન સહુ ટોળે મળી એમ કહે છે વારંવાર; વહુ જોવા ઇચ્છે સહું છે દેખાડો આ ઠાર રાજકુંવર ગયો મેહેલમાં, જ્યાં વીનતા વાસ; ચરણે લાગી બેઉ ચંતની, સનમુખ ઉભી બેઉ પાસ માતાંપીતા મુજ પાસે આવીઆ, મળવા કુટુંબ પરીવાર; તમને મળવા તેડે તહીં માટે ચાલો બંને નાર. ચક નાખીને બેસજો, નવ દેખાડસો કાય, ત્યારે તમને પુછશે, મારાં માત પીતાય. હોજલ પડદો શો મુજ આગળે, તમો ફરજન થયાં આજ; ખોળો બોસો આવી કરી; માબાપની શી લાજ. તે વારે તમે મુખ બોલજો; અમારો સફળ અવતાર; તમારા દરસનની ઇચ્છા ઘણી, ચરણે નમુ આ ઠાર. ગુલામ અમારા ચાર છે અહીં, તેને કેમ દેખાડુ મુખ એવુ શીખવીને આવ્યા, જ્યાં બેઠા માત પીતાય; સજી શણગાર આવ્યાં તહીં; મેમુદા લાખી બે નાર

ચક્ર નાંખ્યો ત્યાં દાશીએ, બેઠી પડદે બે નાર; ત્યારે રાજા રાણી બોલીયાં તે વેળા તે ઠાર. હાસ્ય વચન મુખ બોલીયા. શીદ ધરો છો લાજ; તમો પુત્ર સમાન છો. આવાને બેસો આજ. આ કુટુંબ મેળો છે સહી, નથી અપરાધી કોઇ અન્ય; માંટે આવો નીરભે થઇ, એમ બોલ્યાં રાણી રાજન.

ચોપાઇ—ત્યારે દાસી બોલી તહીં, તમે કહ્યું તેમાં સંદેહ નહી; માત પીતા તણી શી લાજ. પણ એક અચરજ સંભળાવું આજ ચરે પુત્ર તમારી સનમુખ; તેને નહિ દેખાડુ મુખ; મારા દેશમાં આવ્યા એહ, રમવા આણી નેહ, હાર જીતની પાડી હોઠ. રમવા માંડ્યુ તે ચારે કોડ; એ સરવશ હાર્યા મારે ધામ, છેલિ બાજીએ થયા ગુલામ. બાર વરસ મજુરી કરિ ચતુર વરને હું વરિ; કરજોડી ઉભા મુજ પાસ, માગિ રજા આણિ ઉલાસ બાર વરસ ગયાં છે વહિ હવે રજા આપો ઘેર જઇએ સહિ; જાણે દિધું જીવત દાન, લાચાર થઇ બોલ્યાં એમ વાણ, માત પિતાને મળિએ જઈ, કરજોડી એમ વાણી કહી; ઘણી વીનતિ કરી પછી ગુલામી દામ દીધા સહી એ એ વાતમાં સંદેહ નહિ; નહિતર બોલાવી પુછો તાત, પછે માનજો સાચી વાત. જોઇને કહાડી મુકો તમો, તે તો આવી મળીએ અમો; એ વાતનુ મોટું દુખ, ગુલામને કેમ દેખાડુ મુખ; ઇશ્વરની આણ સાચી વાત, ના માનો તો જુઓ સાક્ષાત. અચરજ પામી સજનને તાન, આ તો અચરજ સરખી વાત. તે ચારે જણ શરમીંદા થયા, નીચુ જોઇને ત્યાં ઉભા રહ્યા; માનભંગ થયા તે વાર, નીચુ જોઇ નીસરયા બહાર. ભાગ્યો તેહ તણો હંકાર, પછી ચક્રથી નીસરયાં બહાર જાણે વીજળી ઉતરી આકાશ, તેથી રૂપ ઘણું પ્રકાશ. દેવ રૂપ વેશ ધરી કરી, બંનો નારી ત્યાંથી પરવરી; સાસુ સસરાને લાગી પાય કરજોડી ઉભી તે જાગ. અમો દાસી તમારી આ ઠામ. જે કર-

માવો તે કરીયે કામ, રાણીએ કર મુકયો શીશ, અખંડ શોભા દીધી આશીશ પદમણી સ્ત્રીમાં કોણ માત્ર, ધણી નાખકને ગોરૂ ગાત્ર; ત્રપત થયાં જોતામાં મન, ગણી ખુશાલી દીધી તે દન રાજા રાણીએ આપી રજાય, રજ સભામાં જઇ બેઠા રાય; પાંચમા પુત્રને પાસે લેઇ, પછે મહેલમાં વીનતા ગઇ શું વીત્યું ભાઇ તમારી કાય, તે સહુ વીસ્તારીને કહો આંય ત્યારે રાજ કુંવરે સઘળી તીહાં કીધ, રાજાએ સુણી સરવ લીધ, વાત સાંભળી અચરજ થયા, પછે રાજાએ તે બોલજ કહ્યા; પછે ચાર પુત્રને બોલાવી કરી, ચતુરાઇ ભલી તહાં તમે કરી, ન આપત ફુલ તો ઘાતજ થાત તારે ઘસવા પડત હાથ.

દોહરો—હવે વચન કુંવરનાં સુણી, અચરજ પામ્યા મન. ધન ધન તારી બુધને વળી પરમેશ્વર પ્રસન તેં નામ વધારયું પુર વીખે, ઓશીંગલશું થાઉ આજ, તેં દુખ વેઠયું કામ ઉપરે તે ફુલ લાવ્યો મુજ કાજ શાબાશ શાબાશ કહુ કહે વરણ અઢારે લોક, માગી રજાને પરવરયા સમીયા સહુના શોક, પછે જલદરાજા બોલીયો પુત્રની સાથે વચન; સીકરસ્તાન આવો તમો, તો હરખે મારૂ મન. રાજ પાટ આપુ તમને તેથી રહેશે મુજ નામ; માટે સાથે આવો તમો, એમ બોલ્યા તે ઠામ, ત્યારે રાજકુંવરે વિનતિ કરી. એમ કેમ થાએ કાજ, તમ છતાં અમે બેશીએ; તો થાય કુળને લાજ નીત મળવાને આવશુ, ને રહેશું આણે ઠામ; એમ કહીને ચરણે નમ્યો, પીતાને રાજકુમાર, જલદ રીજ્યો અતિ ઘણું, પુત્રના સુણી વચન; રજા માંગીને પરવરયો, પુર વીખે ત્યાં રાજન, ત્યાં નીરદોષ નિશાન ગડ ગડે, ગગન વીખે વાહાં જાય; પુર વળાવી પરવરયો, આણંદ અંગ ન માય, રાજપાટ રાજાજી કરે, કુંવર રહ્યા તે ઠાર, એ વાત રહી એટલે, વળી બંકાવળી શું કરે વિચાર ચરચા તેણે સઘળી જોઇ, લીધો સઘળો પાર; ધન ધન છે એ નરને, એમ મ-

નમાં કરે વિચાર, એવાં પ્રાક્રમ એણે કરયા, તે કરી ન શકે કોઇ: મરત લોકનું માનવી, ઇંદ્ર સરખા કામ ચતુરાઇનો કોઇ પાર નથી એવી જોડી નથી જુગ માંય, વરત ભંગ મારૂ કરયુ, એનો ઝાલ્યો હાથ વળી વીંટી મારી હરી ગયો, ધન ધન એની જાત, માટે એ નરને હું વરૂ, એવો નથી સંસાર; એમ વીચારી મન વીખે; કાગળ લખ્યો તે ઠાર, વીંટી રાજકુંવર તણી, ઘાલી ગયો હતો જે હાથ. બન્ને વાનાં મોકલ્યાં, સંતેપરૂ પરીના સાથ, આં આપી કરી આવો તમો, રાજકુંવર છે જ્યાંહી, પ્રતી ઉપર લખાવી કરી આવજો હું છઉં ઇહાં.

ચોપાઇ—એમ કહી ચાલી તેણી વાર, જ્યાં પોતાનો હતો ઠરાવ; જીવ રહયો રાજાની પાસ, ક્યારે પોચશે મનની આશ દાસીને સોંપી ગઇ કામ, તે તો ગઇ રાજાને ધામ વીંટી કાગળ આપ્યા તહી, એકાંત જાગ બેઠા તે સહી; અચરજ પામ્યો મન મોઝાર, વીંટી દીઠી પોતાની તે વારે, ત્યારે ગુલબંકાવળી સાંભળી તહી તેના કરમાં ઘાલીતી લઇ; નખ શીખથી હરખ્યું અંગ મોત પામ્યો થયો મન ભંગ; વીંટી જોઇને વ્યાકુળ થયો, તે વિનતા પ્રત્યે બોલજ કહયો, કોણે મોકલી તુજને નાર, ક્યાંથી કાગળ લાવી આ ઠાર; ત્યારે તેણે જોડયા હાથ, પ્રતી ઉતર કરયા તે સાથ, ગુલબંકાવળી પરીનુ નામ તેણે મોકલી આણે ઠામ; વીંટી નીશાની તમો લીજીએ. આ કાગળનો ઉતર દીજીયે. એવાં વચન વીનતાંનાં સુણી, ખુશાલી વાધી મનમાં ઘણી; કાગળ લઇ રદીયાશુ ધરી વાંચવા માંડયો હેતજ કરી.

દોહરા—પ્રતી ઉતર પાછો લખ્યો તે સઘળી સાચી વાત, ફુલ લીધુ તળાવથી; જોયો બાગ સાક્ષાત, સાતમે મેહેલ હું ચડયો, ત્યાં દીઠી તમને નાર, પત્રથી મે શીખ્યા સુધી, મેં શોભા જોઇ અપાર

નીંદ્રાવશ્ય તું તારૂની, મેં નીરખી તારી કાય, મોહ બાણુ વાગ્યુ સહી મારા રૂદીયા માંય, આકાશનું ચાલે નહિ હાસ કરયું લગાર, દિલ નહિ રાજી એહનું, તો મારી નખાવે તે ઠાર કદાપી યુદ્ધ શુક રીઝીએ બખશે તનમન ધન; નમી ચિત આગળ ધરે, કરે તે મન પ્રસન આ વાતમાં નિશ્ચે કરૂ એ વાત, વીંટી બદલી મેં તજ્યો તરત તમારો દામ, જો માસુક રીજશે મનમાં તો કરશે ભેદ અપાર; જમીન ફોડીને પરવરે તે નવ ડરે લગાર. એ વખત ત્યાં આવીયાં, ઘણી ચતુરાઇનું કામ, હવે એ સેહેલું નથી, મુશકેલ છે આ કામ, કિરપા દ્રષ્ટ હશે તમ તણી, લખીત પદારથ હોય, તે તો મળશુ એકઠા, તે કહી નહિ શકે કોય, એમ લખીને પત્ર આપ્યો તહી, સમેદ પરીને હાથ; ઝગતે ઉડી ગગ ચાલી પોતાને સાથ. પછી બંકાવલી કને ગઇ ચરણે નમાયુ શીશ; કાગળ મુખ આગળ ધરયો, તે વેળા તે દિલ પ્રસન થઇ તે મનમાં ઘણી, ઉક્ષદ વાપ્યો મન; ઉકેલીને વાંચીઓ, હરખ ધરીને મન; પ્રતી ઉતર વાંગી કરી, પ્રસન થઇ ઘણી નાર; ધન્ય એ પુરૂષની ચાતુરી ધન ધન મુજ અવતાર; તે નરને તેડુ અહી બતરીશ લક્ષણુ જોડ, પરણીને થાઉ પ્રેમદા. તો પોહચે મનના કોડ; આશકનુ ચાલે નહિ; માશુક આગળ લગાર; માટે વીંટી મુકી ગયો ધન ધન રાજકુમાર. તેડાવુ તે નરને રસીક રૂપાળુ મુખ હવે જોવુ એનુ પારખુ; તેડીને ભોગવીશ સુખ.

ચોપાઇ—એવું મન વિચારી કરી. સાહેલી સાથે વાણી આ-ચરી; અબોલાને લાવો અહી તેથી કામ થવાનુ સહી. સુણી વચન ગઇ તે દાસ,. આવી અબોલા કેરી પાસ; મુખ થકી તેણે વાણી કહી, ગુલબંકાવળી તેડે છે તહી. માટે ચાલો મારી સાથ, એવી મુખથી કહી તે વાત અબોલા ધરૂજવા લાગી મન, કંઇ આવ્યું શીર વિધન મનમાં હીમત બહુ ધરી, ચાલી સાહેલી સાથે પરવરી; ગઇ બાગમાં

વિનતા પાસ, એક અબોલાને બિજી દાસ. રૂદન કરતાં દીઠી નાર, મુખ ઉતરી ગયું તે વાર; શું દુઃખ તમને થયુ છે માત, મુજને કહોને સાચી વાત, જે ફરમાવો તે કિજીએ, હુકમ તમારો શીર લિજીએ; શી વાતનું તમને દુઃખ વિસ્તારીને કહોને મુખ ત્યારે બંકાવળીએ વાણી ઓચરી, તેં મુજને દુખીયારી કરી, હવે રૂવે રૂવેથી બળુ છુ અમો, તેવ્રહની સળગાવી તમો, જમાત્ર કરીને રાખ્યો પાસ, તે નરને લઇ આવો અવાસ, તન મન તે મહારા પ્રાણ તેને વિજોગે દુખીઆરી જાણુ. તે નરની મુજને વહની થઇ, એમ બંકાગળી બોલિ તહી. ભોગવું તે નરની કાય, ત્યારે હઇડુ શીતળ થાય તે ઉપર જાય સઘળુ દુખ, શું વિસ્તારીને કહીએ મુખ, દુખ તજો તમે મનથી તાજ. લાવું ચાર ઘડીમાં રાજ. એવું કહી અબોલા ગઇ, મન વેગે જઇ ઉભી રહી; વાયુ રૂપ તેને શી વાર, જઇ કરી ઉભી તે ઠાર, રાજકુંવરનું હરખ્યુ મન, ચરણે નમી બોલ્યો વચન; માતાજી પધારયા તમો, પ્રસન થયા છઇએ અમો. ત્યારે હશીને અબોલા બોલી વાણ, ખુશાલી લાવી ચતુરસુજાણ; પુરવ જનમનું તહારૂ પુન્ય, બંકાવળી તુજ ઉપર થઇ પ્રસન; તન મનથી ભજે છે તુને તેડવા કારણ મોકલી છે મુને નેવનાં પાણી મોભે જશે. તે વિનતા તો તારી થશે; રાજકુંવર તો થયો રળીયાત, એ તુજ પરતાપે મારી માત ગગન મારગે ચાલી ગઇ, ત્યાં તો વાત એક વિપરિત થઇ; તેની માતાએ જાણ્યુ સહી, તે મળવાને આવી તહી.

દોહરો—પુત્રીપાસે તે જઇ કરી, બોલી મુખથી વાણ; ઘણા દિવસે તું દીકરી, કયાંથી આવી જાણ. સુનો બાગ તમારો થયો, મેં સાંભળી એવી વાત: તે કારણ આવી અહિં, સાચી કહેને વાત. કયાં ગઇતી તું દિકરિ, મુકિને આ ઠામ; લાંછન લાગે કુળને તેં કિધું એવું કામ, મરત લોકનુ માનવી, તે ઉપર થઇ રળિઆત; તું

ગઇ વસ્તીમાં તારૂણી, મેં એવિ સાંભળી વાત. કુળને કલંક લગાડવા, તું અવતરી મારે પેટ; ધિક અવતાર તે તાહારો, માહારૂ જન્નુતર ઉઠયુ વેઠ. આપણુ અપસરા ઇંદ્રની, ગાંધર્વ લોક અવતાર; માનવ કશા લેખામાં નહિ, તેં નવ કરયો મન વિચાર. એમ કઠણ વચન ઘણાં કહયાં, તે સરવે સાંભળ્યા કાન; હું તો કાંઇ નથી જાણુતિ, કોઇપુરૂષની વાત. પછે મુખથી ઓચરી; માતાને દઇ માન; જુઠું આળ મુકો મને તો હું કરીશ દેહની ઘાત, જીવને કરાર હતો નહિ, નવ ગમ્યુ આ ઠાર; રમવા કારણ પરવરી, સાહેલી સાથે બહાર, જુઠું તોહોમત મુકો મને, એમ કહિ ભરયાં લોચન; તારે સંદેહ ભાગ્યો મન તણો, હરખી પોતે મન. એમ કરતા નીશ પડિ, રહિ તે પુત્રી પાસ; અબોલા લાવિ તે સમે, તેને પાસે તેડી દાસ, મુખ થકી તેને કહ્યું, લાવી રાજકુમાર; અરજ કરો જઇ માહરિ, એમ કહેરાવ્યું તે ઠાર ત્યારે સાનમાં સમજાવી કરિ, આવ્યો મનનો માન્યો આ ઠાર; બંકાવળીએ ઇસારત કરી, ઉતાર્યો બાગ મોજાર, એકાંત જગા છે સારિ, તહિં સોભા કહી નવ જાય; તાંહાં મુકામ આપો રાંયને. અબોલા થઇ વીદાય એમ કરતાં રજની પહોર થઇ. સુતી તેની માન બંકાવળી ઉઠી પછે આણંદ અંગ ન માય.

ચોપાઇ—ઉમેદ વાધ્યો અપરમપાર, સજયા સોળ શણગાર દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી, મદ ભરી ચાલી સુંદરી. તેના રૂપનેકોણેજ કળે, જાણે જોત સુરજમાં બળે; રાજકુંવર બેઠા ત્યાં સહિ, રમઝમ કરતી આવિ તહિં દ્રષ્ટે દ્રષ્ટી મળી જેટલે, રાજકુંવર મોહ પામ્યો તેટલે; વાગ્યાં તેને મોહનાં બાણ, પડયા પૃથ્વી વશ થઇને પ્રાણ, બંકાવળી ત્યાં અચરત થઇ, નારી રૂપથી શુધના રહી; ખોળામાં નેહ. જાણે ઇંદર તણો અવતાર, જોતામાં અચરત થઇ તે નાર; દુઃખ સઘળુ જોતામાં ગયુ, વિહવળ મન પોતાનુ થયું ખોળામાંથી ઉઠયો

જેટલે, વિનતા ચરણે નમી તેટલે; દ્રષ્ટે દ્રષ્ટી અન્યો અન્ય મળી. ગયાં ચિત બન્યોનાં ગળી, કહે બંકાવળી હસિને વચન, સાંભળો રાજવંશીના તન; ભલે પધારયા આણે ઠામ, હવે માન્યુ છે મારૂ મન. વીંટી મારી બદલિ સહિ, તે દિવસનિ નિંદ્રા વના થઇ; અબોલાં ને મોકલી અમો, તે શોધીને લાવી તમો. માહારા હય્ડા કેરા હાર, પરમેશ્વરથી અહકા આ ઠાર, અવર પુરૂષ બિજો સંસાર. ભ્રાત તાત સરખા નિરધાર. એમ કહિને કિધુ હાસ, ત્યારે કર ઝાલીને લિધી પાસ; બાથમાં ઘાલી તે ઠાર. ગંધરવ વિવાહ કરયો તે વાર. પછે એક એકના પ્રેમ છુટયા સહીં ચુંબન વિનોદ કરે છે તહીં; એક એકનું મનડુ ગમ્યુ છે મળી, પોહોતી બેઉના મનની આશ. ભોગ વિલાસ કરે નર નાર, સુખ પામ્યાં બન્યો તે ઠાર; સુખ સેજા ઉપર સુતાં બેઉ સાથ એક એકની બીડી ભુજ બાથ. નિદરાવશ કાયા બેઉની થઇ, તન તણી શુધ નંવ રહી; મધ નિશા ગઇ છે રાત; જાગી ઉઠી તેની માત, પુષ્પ વિમળપે નીકળી બહાર. આવી સુતાં જ્યાં નરને નાર, દ્રષ્ટે જોયું સુતાં નરને નાર, કલેજુ દાજ્યું અપરમપાર, પછે મન વિચારી કરી ત્યાં શું કરે છે સુંદરી,

**દોહરો**—દ્રષ્ટે દીઠો માનવી, સુતો પુત્રીની સંગ, દ્રષ્ટે દેખી નવ શકે, જ્વાળા લાગી અંગ. ઝાલી પગને ખેંચીઓ ઉરાડી દીધો આકાશ, જાણે ગોફણુ ફેરવ્યો, તે રીતે તે ઠાર. બંકાવળીને ઝાલી તહી. માર્યા. તમાચા દશ વીસ; લઇ ચાલી પોતાના સેહેરમાં સ્વર્ગ પુરી તે દિસ, ગાંધરવ નામે પિતા સહી, પોતાનો ભરથાર, હકીકત માંડી કહી પુત્રીની તેણિવાર, કરોધ કરયો કાયા વિશે, કેદ કરી તે ઠાર; કેદમાં રાખી કામની. પણ નરનુ નવ મુકે નામ ઘડી પલકના વિસરે, ઝુરે રાતને દિન. અન્ન જળ નિંદરા તજી, કરે ઘણું કલપાંત હોલે દિલ તેનું થયું, તજીયાં સઘળાં સુખ, રાજકુવર નવ વિસરે,

લેહે લાગી તે મુખ સોળે શણગાર તેણે સજ્યા, વિલાપ કરે અપાર; બેહોશ થઇ અવની પડી, વળી મુખે કરે પોકાર, દાસિએ જાહેર કરી, તેના દુ:ખની વાત; તે નરના વિજોગથી, કરે છે દેહની ઘાત. ખાન પાન સરવે તજી, રૂદન કરે છે અપાર, ત્યારે માત પિતા ઘણું કાપીયાં. બેડી જડિ પગ મોઝાર; ગળામાંતો ઘાલ્યું વળી બાંધી થંભ સુજાણ; કુળને કલંક લગાડિયું, ધિક ધિક જીવતર નિરવાણ ધિક્કાર પડયો તુજ રૂપને, ધિક્કાર પડયો તુજ અવતાર, ધિક્કાર પડયો તુજ ચાતુરી, તેતો કુળ બોળિયુ આ ઠાર, નફ્ટ થઇ નથી લાજતી, હજુ તે નતિનો ખ્યાલ. હત્યા ભાગી નવ ડરૂં; આણીશ તારો કાળ ડાપણ રૂપને ચાતુરી. તેમાં ઉઠી આગ; કેમ નવ મુઇ તું દિકરી, લજાવ્યુ મારૂ કુળ. એમ કહીને કેદ કરી, નર ચાલ્યુ તે ઠાર, હવે રાજકુવરને નાંખીગો, તેનો કહુ વિસ્તાર.

**ચોપાઇ**—કરોધ કરી ફેંકયો તે વાર, જાણે ગોફણ ફેરવી તેણીવાર; સમુદર મધે પડિયો જઇ, ગયો ત્રણ જોજન ત્યાંથી સહી, પ્રભુની માયા અપરમપાર, બચાવિ લિધો તેણીવાર; આવરદાની દોરી લાંબી સહિ, તે કોઇથી તોડાયે નહિ, સમુદરે છોળ મારી તે ત ઠાર, કહાડી નાંખ્યો જળથી બહાર; સવા પોહોરે થયો સાવધાન આંખ ઉઘાડી જોયું તે ઠાર જુએ તો દરીઆનાં નીર એક તરફ ઝાડી ગંભીર; વિચારયુ પોતાના મન, લખીત વાત થઇ તે દીન. હવે આશા જીવ્યા તણી નથી એમ વિચારયુ મનમાં કથી; કરમે કીધુ ભોગવશે દેહ. એ વાતમાં નહિ સંદેહ, એમ મનમાં વિચાર કરી, ત્યાંથી ચાલ્યો હિમત ધરી એક કાંસ ગયો જેટલે, વાડી એક દીઠી તેટલે. ઘણિ ખુશાલી મનમાં થઇ, અમરત ફળ વળી દિઠા તહિં; એમ વિચારી પેઠે તે માંહે, અચરજ સરખુ દિઠુ તાંહે. જાણે માણુસ કેરાં શિશ, એવાં ફળ દિઠાં તે દિશ; હસવા લાગ્યો અપરમ-

પાર, તુકી પડયાં ધરતી મોઝાર, વજરથી કઠણ કીધુ મન, હિંમત રાખીને રાજન; મારી ઠોકર ને ચાલ્યો જાય, હિમત રાખી મનડા માંહ. વળી કોસ મુકી તે જાય ત્યાં દિઠો બીજો બાંગ; ઘડાં જેવડાં દિઠાં અનાર, તેની શોભાનો નહિં પાર, ફળ મધે અનારનાં ઝાડ બીજી ઝાહાડી ભાર અરાડ. રાજકુંવરનું હરખ્યું મન, એક ફળ તોડયું તે દિન ચીરયુ ફળ ત્યાં તેની વાર, નીકળ્યાં જનાવર અપરમપાર. ઉડવાને લાગ્યા ચોપાસ, તહાં શોભઃ તણો આભાસ, મેવા તણો કાંઇ પારજ નથી ફુલે ફુલ શું કહુ કથી; શિતળ નીર સરોવર સાર, અમ્રત સરખુ તેમાં વાર, આસપાસ દરિઆના નીર તે મધે રચના દિઠિ તે તિર, પિધુ નીર ફળ ખાધાં લઇ, પછે મનથીવિચાર્યું તહિ.

દોહરો—ફળ જળ મળ્યાં સહી, સુખ પામ્યો તે રાય; કુદરતનો ખેલ દિઠો સહી, અકળીત કળ્યો જાય. ચારે દિશાએ અરિઆનાં નીર, નત્ર જવાનો ઠાર કયારે વરતી દેખશું, કયારે આવશે દુખનો પાર, વહાણુ તણો રસ્તો નથી એ અલોલીક છે ઠાર; માટે હીમત હારવી નહી, એમ મન કીધો વિચાર. જયાં કાષ્ટ પડયાં તે અતિ ઘણું ત્રાપો બાંધ્યો ત્યાંય, મુકયો સમુદરમાં તેહને જેમ હરી કરે તેમ થાય, એક વાર મરવુ સાહ, લખીત હશે તે થાય; આવરદા હશે સહી, તો તો પામશુ પાર; એમ કહી બેઠો સહી, અંદેશો કરતો જાય; તે છોળમાં જઇ, ત્રાપો તેણીવાર મડા ગાંઠ જઇ વળગી પડયો. આવ્યો તે અરણ્ય માંહે; દરીઆએ છોળ મારી કરી, કહાડી નાખ્યો પેલે પાર રેત ઉપર ઠરી[illegible] જઇ; એ કુંવર તેણે ઠાર; સાંતા થઇ ચાલીયો, હીમત રાખી તે વાર. નીશા પડી તેને સમે, મહાં ભયાનક વન; વાઘ વરૂ ઘણાં તહિ શબ્દ કરે ચોપાસ. ઘણી ઝાડી વીકટ વહિ, અનેક જનાવરનો વાસ. તે ઠામે ધીરજ નવ રહી, ધરૂજવા લાગ્યાં હાડ; ચતુરે કીધી ચાતુરી, ચડી બેઠો એક

ઝાડ નીશા એમ કરતાં ગઇ થયુ અજવાળુ ઉદોત; જાણે દિવસ ઉગીઓ, ભાનુ કેરી જોત રાય તો અચરત પામીયો, એટલે દિઠો એક નાગ; તેને માથે મણી સહી, ઉજેશ થયો તે જાગ. ત્યાં એક ઝાડ હેઠળ આવી ઠરયો; મુકયો મણી તે ઠાર, પછે ચારો કરવા પરવરયો, મછ તણો કરતો આહાર.

ચોપાઇ—મછ તણો તેણે કિધો અહાર, તરપત થયો તે વાર; પાછો ફરી જે આવ્યો સહી, જયાં મણી મુકયુતું તહી. પાછુ ચડાવી લીધુ શીશ, સજી કામ ચાલ્યો તે દીશ; મણીના તેજથી મછ નાશી જાય, માટે મણી મુકીને જાય. રાજકુંવરે જોયો તે ખાશ; એમ કરતાં થયો પ્રાતસકાળ, કંદમુળનો કીધો અહાર, પાછો ચડી બેઠો તે ઠાર, પછે કાદવનો એક પીંડો કરી; જઈ બેઠો તે ઝાડે ચડી, વિત્યો દીનને રજની પડી, આવી નાગ પોહોચ્યો તે ઘડી; મધ નિશાની વેળા થઇ તે સમે નાગ આવ્યો તહી જાણે સુરજ થયો પ્રકાશ, આવ્યો નિત્યે વૃક્ષની પાસ. મુકયો મણી નવ લાગી વાર; ચાલ્યો મછ નો કરવા અહાર દરીઆ કાંઠે પોહોચ્યો જેટલે ઉપરથી કાદવ નાંખ્યો તેટલે મણી હતું તે ઢંકાઇ ગયું, અંધકાર તે વેળા થયુ. ગતી ભંગ તે નાગની થઇ, પડી ફાળ સુધી નવ રહી, આંખે અંધ થયો તેણી વાર, મણી વિના ન સુજે લગાર, પછાડા મારે ક્રોધજ કરી, ગયા પાણ તેના નીસરી, એમ કરતાં તે રજની ગઇ, નાગ પાછો તો આવ્યો નહી; રાજકુંવરે કરયો વીચાર, હેઠો ઉતરયો તેણીવાર. મરતીકા ખણીને કહાડયુ મણી, તે તણી શોભા છે ઘણી જતન કરીને બાંધી લીધ ત્યાંથી પંથ કરયો શીઘ કોસ એક તે ચાલ્યો વહી. નાગ મુઓ દિઠો તહી; ગુણ આશીગલ તેનો થાઉં એની દેહને દાગ દઇને જાઉ. એમ વીચારયું તે ઠાર, ઘાસ તણો કિધો અંબાર; તે મધે ધરીઓ નાગ. રાજકુંવરે પછે દિધો દાગ, તાર

પછે તે ચાલ્યો વિર, મન મધે રાખી બહુ ધિર; એક તરફ ઝાડી ગંભીર, એક તરફ દરીઆનુ નીર. પાહાડ પરવત ઘણી ગહાય જખ જોળ ઘણી છે ત્યાંય; તે મધે ઉત્તરે ને ચડે, મરણુ થકી તે તો નવ ડરે. અજગર દેતા મોટી ફાળ, ઘણુ ભયાનક વન જાણ; કાયર નર તે. ઘોડે પ્રાણુ, તે પંથે તો ચાલ્યો જાય, વજર કલેજુ કરીને રાય.

**દોહરો**—નિશા પડી તેને સમે, હિમત નવ રહી મન; વિસરામ કરયો જઇ ઝાડપર, તેણે સમે રાજન. તે ઉપર મેહેલ હતો, એક મેનાનો સાર. બચ્ચાં ચાર છે તેહનાં પાંચમી મેના નાર. તે જનાવર નથી જાણતાં, જે ઉપર છે માનવી જન ઘડીક એક એમ રજની ગઇ ત્યારે બચ્ચાં બોલ્યાં વચન. માતાજી કહો કાંઇ વારતા વાકેપ કરોની આજ; હવે અમે મોટાં થયાં જાશુ ચરવા કાજ આ જંગલની વારતા, માંડીને કહો વાત; કઇ દીશાએ જઇએ અમો, ચરવા કારણુ માત. એવાં વચન પુત્રનાં સુણી મનમાં થઇ રળીયાત પ્રસન થઈ તે ઓસરી પુત્રીની સાથે વાત, ઉત્તર દિશા ભણી પાહાડ છે, અહીંથી એક જોજન; હીરા તણો એ છે સર્વ, તે ઉપર એક સરોવર સાર; તેની પાસે એક ઝાડ છે તેના ગુણનો નહિ પાર તમ આગળ તો હું કહુ, ઝાડ તણો ગુણ સાર. સાંભળ સુત હેતે કરી, માંડીને કહું આંય, પ્રથમ ગુણ કહુ પાંદડાં તણો, વાગ્યા હોય શરીરે ઘાય, પાંદડાં તે ઉપર મુકતાં તરત રૂજાઇ જાય, ફળ બાંધે કમરને વિખે, તે ઉડે ગગન મોઝાર, સો જોજન જાએ સહી એક પલકમાં નિરવાણુ ડાળી તણી છે લાકડી, મારે વજરની માંય, કકડા થઇ અવની પડે તે વેળા તે માંય છાલ તણી ટોપી કરે, ધરે શિર આણી નેહ; સરગ મરત પાતાળ ફરે. પણુ કોઇ નવ દેખે દેહ એવા ગુણુ છે ઝાડના હઇયામાં હિરા લાલ; પણુ ત્યાં કોઇ જઇ

સકતુ નથી, ત્યાં રણ છે વિકરાળ. ત્યાં રહિને તે કરે, ઝહાડ પહા-ડની જાણુ, પશુ પક્ષી કે માનવી. જાય તેના લે પ્રાણુ.

ચોપાઇ—માટે પુત્ર જશો નહિ, એવી મેનાએ વાણી કહી બાકી ગમે તિહાં ફરજો તમે, તાંહાં જશો તો થાશે વિઘન. એવા વચન મેનાનાં સુણી, વળી બચ્ચાએ વાણી ભણી, નવ જાઇએ આપ ણુને ગરથ, નથી ઝાડ તણો કાંઇ અરથ. જે જાય તે જીવે નહી, સરપ તેને ડસે તહી તે સરપને જીતનાર, માનવ નામે આવે તે ઠાર. ઝાડ પાહાડને ઠામ, સિધ કરે પોતાનાં કામ, એક એકના માથાનો સહી, પરમેશ્વરે ઘડયા હશે તહી. પરમેશ્વરે રચના કરી, નઉતમ વ-સ્તુ પ્રથ્વીપર ધરી, તે સઉ માનવી કેરા કાજ, એ વાતમાં શો સં-દેહ આજ. કોઇ બત્રીસ લક્ષણો હશે તે જશે, અંહકાર નાગ તેણો ભાગશે, આપણુને તેનું નથી કાંઇ કામ, સેજ વાત પુછુ આ ઠામ, ત્યારે વળી બોલી મેના વાંત, સાચી કહું છું માનો સાક્ષાત, કોઇમા નવી આવશે આ ઠાર, બત્રીશ લક્ષણ રહે ધામ. હિંમત રાખી જશે એ ઠામ, તો તો થાશે તેનું કામ, એક ઉપાયથી જીતે નાગ, તે તમ આગળ કહુછું આજ. તે પહાડ નીચે કોતર સહી, એક રૂષી તપ કરે છે તહા, તેની જઇને સ્તુતી કરે. ત્યારે રૂષી વાણી ઓચરે મસ્તક ઉપર હાથ મુકે જેટસે કામ તેનું સિધ થાય તેટલે, એવી વાત મેનાએ કરી, રાજકુંવરે મનમાં ધરી. વિતિ રાતને ઉગ્યો દન રાજકુવરનું હરખ્યુ મન, તે પાહાડ જઇને જોઉ, મારા મનનો સંદેહ ખોઉ મોત પોતાનું મુઠીમાં લઈ, ઉતર દશા ભણી ચાલ્યો વહી, દુરથી પહાડ દિઠો જેટલે, નિસ્ચે વાત થઇ તેટલે. એકવાર મરવુ સહી. પાછુ ડગલુ ભરવું નહિ એવી મનમાં રાખી ધિર ઉડાણમાં ઉતરીઓ વિર, પોતે મનમાં કરયો વિચાર, હું કયાં આવ્યો છુ આણે ઠાર.

**દોહરો**—આ જગા ઉપર મને લાવીયા લખ્યા લેખ મુજ શીશ. અન્ન જળ મળે નહિ, કરતા શ્રી જુગદિશ જનમ બધે ભમતો ગયો, વન વગડાની માંય, ઠરી ઠામ બેઠે નહિ, ધિક પડયો મુજ કાય. એ રચના પણ જોવી સહી, અદભુત સરખી વાત. મેનાની વાત સાચી પડી, ભાગી મનની ભ્રાંત એવું મન ધરી કરી, પાસ ગયો તે વિર. ઘણો વરધ રૂશીને જોઇ ચરણ નામ્યું શીશ. સ્તુતી ત્યાં કિધી ઘણી, તલસવા લાગ્યો પાય. ત્રણ દિવસે રૂશી જાગીયા, સમાધી ઉતરી ત્યાંય. આંખ ઊઘાડી જોયું સહી. ત્યાં દિઠો માનવ જન. ત્યારે રાજકુંવર જઇ ચરણે નમ્યો. સ્તુતી કરી તે દિન. કર જોડી ઉભો રહયો. ત્યારે બોલ્યા રૂશીરાય. જાઓ કામ તમારૂ નિસ્ચે થશે એમ કરીને રહ્યા તે ઠાર. તે પાહાડ ઉપર ચડીયો સહી. હિમત રાખીને મન. જોતાં જોતાં ચાલિઓ ધિરજ ધરી રાજન. દિઠી રચના તે પાહાડની હિરા જોત અપાર. ચડયો છેક ઉપર લગી. ત્યાં દીઠુ તલાવને ઝાડ. નિશાની સાચી મળી. સઘળી તેણે ઠાર. પાદડાંને ફળ ખાધાં તહિં. ક્ષણુએ ન લાગી વાર નજીક જઇ પહોં ચ્યો તહી. દિઠો નાગ વિકરાળ. દિઠો માનવી તેને તહી રાજકુંવર તેણી વાર ઝાડ ઉપર ચડયો સહી, ફળ ખાધાં તેનાં સાર. મેનાનાં વચન સાચાં મળ્યા. સંદેહ નહિ લગાર. છાલ કહાડી ટોપી કરી. તે ધરિ પોતાને શિશ. ભાગી લીધ એક જેસ્ટીકા પછે તજ્યો ઠામ તે દિશ.

**ચોપાઇ**—મન મધે કરયો વિચાર. નાગ મણી મુજ પાસે સાર. કોઇ મળશે તો લેશે શહિ. એને રાખુ જતને અહી ચીરી જાંગ નવ લાગિ વાર. તે મધે ઘાલુ તે ઠાર. ઉપર પાંદડું પેલુ મુકુ લઇ, તરત ઘા રૂઝાયોં તહી. પ્રસન્ન થયો પોતાને મન, વળી આગળ ચા લિયો રાજન. મોહોટો ગુણ ટોપીમાં સહી. કોઇ દષ્ટીએ દેખે નહિ

નિરભે થયો પોતાને મન. જોતાં ચાલ્યો ઝાઝાં વન અમુલખ વસ્તુ આવી મુજ ચાસ. તેથી મન થયુ હુલ્લાસ પણ લખ્યા લેખ ટળવાના નથી. ભવિશ વાત સાચિ સરવથી. તે કોઇથી ટળ્યા નવ જાય. એમ મન વિચારે રાય. પાહાડ મુકી ચાલ્યો જેટલે. એક ઉતમ વાત થઇ તેટલે. દિઠુ એક તળાવ રસાળ, આરસપાણુની ફરતી પાળ. ઘણું નિરમળ છે તેનું નિર. આસપાસ શોભે છે તિર તે મધે મેવા છે અપાર. જોતાં ત્રપ્ત થયો તે ઠાર ચાર ઘડી બેઠો રાજન. બેઠો બેઠો વિચારે મન. વૃદ્ધ થઇ છે માહારી કાય. વળિ જળમાં નહાવું આંય. એવો મનમાં કરયો વિચાર મુકયો સામાન તે ઠાર તે મધે પડયો જઇ વેદરની ખ્યાલ એમ તેમાં થઈ ડુબકી મારી જેટલે. નર ફિરિ નારિ થઈ તેટલે ધન પરમેશ્વર તારી ગતી. કો પાર ન પામે રતિ મેં શું કરમ કરયું કિરતાર નળ ટાળીને કિધિ નાર; અવતાર મારો મિથ્યા થયો, સરવ મનોરથ મનમાં રહયો. નવ પોહોચી મનની આશ છેક થઇ બેઠો નિરાશ, ધિક ધિક મુજ પાપી પ્રાણ, શું બેઠો છે ઘટ માંહે જાણ હવે જીવવું તે ધિકાર, નિકળ પ્રાણ આણિવાર; હિમ્મત હારો રાજન, છાતી ફાટતે કરે રૂદન એક જક્ષે સાંભળ્યો સાર; તે પામ્યો પણ હુલાશ. તે આવીને શું કરે વિચાર તે સંભળાવુ આણી વાર.

દોહરો—જક્ષ ધસી આવીયો, શબ્દ સુણી તે ઠાર. રૂપવંતી દીઠી તે કામની શોભા અપરમપાર. મુખ કમળ સરીખડુ ભમર ભકુટી ધનુશ કમાન, ઉદર અતીશે ઓપતુ. વસે તરંગી સમાન, ઘણી કોમળ તે કામની ઉર વસતી જોડૂ. દષ્ટે દીઠી કામની પહોચ્યા મનના કોડ. પાસે જઇને ઉભો રહયો. મુખે બોલ્યો વાણ. કોણ તણી તું દીકરી. દિસે ચતુર સુજાણ આ જંગલમાં એકલી કેમ કરે રૂદન સાચી વાત મુખથી કહો. તજયા સહોદર જન આતુરાઇ મનમાં ધરી

ફેરવી વાત તે ઠાર, તુજ ખોળે તો શિશ છે, તારે અમે તો ભાર. ત્યારે જક્ષ ઘણો હરખીયો; છાંટયું નીર તે ઠાર, મંત્રી ફરી ત્યાં છાટીએ, ફરી રૂપ થયુ તે વાર

ચોપાઇ—જળ પરવેશ થયો જેટલે, હાથી સ્વરૂપ થયુ તેટલે; નારી હતી તે થઇ નરની કાય, રૂસનાઇ રૂપ થઇ તતકાળ. વાંકુ મુખ ને નાશીકા વીકરાળ, દાંત મોટા દીસે વીકરાળ એવી દેહ જળથી થઇ, પ્રભુની માયાનો પારજ નહી ઝળથી કહાડી નાખ્યો બહાર, અફસોસ ધરી બેઠો તે ઠાર. મોત તો કંઇ આવ્યુ નહીં કદરૂપ કાજળથી કાળી થઇ, વળી શબુરી રાખી અપાર, નારી ફીટી નર થયો તે ઠાર એ ખુશાલી મોટી થઇ. વળી આગળ ચાલ્યો વહી. જોજન એક ગયો જેટલે નારી મળી તેટલે રૂપે રંગીલી જાણે રૂશનાઇ; મેશ કરતા શોભે સવાઇ. દુરગંધ ઉડે છે દુરથી જાણુ. મોટું મોહો દિસે નિરવાણ. સીસોળીયા સરખા છે વાળ. એવા દિઠા તે નારીના હાલ; જાણે કરક કાલ સ્વરૂપ. અચરત પામ્યો દેખિ ભુપ. પાસ આવીને ઊભિ રહિ. મુખ થકી તેણે વાણી કહી. ઘણા દિવસ થયા સોધુ તુને કયાં ગયાતા ચિંતા થઇ મુને; એવું કહિ પછે બોલિ તહિં. રાજકુંવર ત્યાં ભમો છે સહિ.

દોહરો—મન વિચાર કરયા તહિ. કેમ રેહેશે નાર. પુત્રને મુકયા પરહરી. તજી પછે તારૂણી નાર. તેની દયા આવી નહિ. તજી ગયા તે ઠાર; કામ કરવું ઘટે નહિ ઝાલે લઇને હાથ ચાલો ઘેર ઉતાવળા. વેગે સહુ મુજ સાથ. સુણી વચન દુખ પામિયા અરે વિધાત્રા માત; ભવિશમાં કયા લખ્યુ વિપરિત સરખી વાત. કોના પુત્ર કોની કામની. વળી વળગ્યુ મુને તને કઇ છુટીશ ઇહાં થકી. બહુ પેરે આણે શોક. આવી અવસ્થા કરમે લખી. શાશા કરયા પાપ દુખનો પાર નથી આવતો. એ મોટો સંતાપ. વળી સબુરી મનમા ધરી

રાખ્યો વળી સાથ લઇ ચાલી ત્યા થકી આનંદ અંગ ન માય મુકામ મેહેલ લઇ ગઇ પોતા તણે. ત્યાં દીઠા બે ચારેક બાળ. પીતા કહીને વળગીયા. કરવા લાગ્યા વહાલ વળતી પ્રીત બહુ કરી. સાન કરી આવિ પાસ; રતુદાન આપો મુને પહોચે મનની આશ. વિચાર ઘણો કરવો પડયો, તે ચિનતાની સંધ; કબજ પડયો છુટાએ નહિ માટે પડયો વગ; ઘણા દિવસ એમ ત્યાં રહી, રાય કરમે વળી નાર: જંગલમાં તમો જઇ કરી કાષ્ટ લવો આ ઠાર. એમ સુણી મન રીઝીયો, હવે આવ્યો દુઃખનો પાર. તે લઇ કુહાડો નિસરયો, પ્રસન થયો તે બીવાર જીવ લઇ ચાલ્યો ત્યાં થકી અઘોર વનની માંહી પાછુ ફરિ જોતો નથી, જેમ જવાય તેમ જાય; જોજન દશ નાશી ગયો, ત્યાં વળી દિઠા એક બાગ; તે મધે વળી પરવરયો. હિમત રાખી તે જાણુ મધ જગાએ ગયો સહી દિઠો કુંડ વળી સાર, શીંગિ મજમનિ પાળ છે, અમતિ સરખુ તે વાર.

ચોપાઇ—તે ઠામ જઇ ઉભો જોઇ રહયો શોભા જોતાં હિમમુઢ થયો; વળી કરમે દિધો હાથ. વિચાર કરવા લાગ્યો મન સાથ એક થયા અસ્ત્રી બીજા થયા હાલ ત્રાજુ સ્થળ છે વળી આ સાર: એમ વિચાર કરે તે જાગ. પછે સમરયા શ્રી જુગદાધાર તમારી માયા અપરમપાર નથી આવતો મારા દુઃખનો પાર સાય કરો મુજને ભગવાન, એમ કહી વળી ચાલ્યો ત્યાંહ. નશિબ પોતાનું આગળ કરી, જે કિસમત બનશે તે ખરી; આ જળમાં પણ નાહાવુ સહી. કરયુ પરમેશ્વરનુ થાશે અહીં. એમ વિચાર મન સાથે કરી, પડયો જળમાં વળી હિમ્મત ધરી. મારી ડુબકી વળી જળની માંય અચરત વાત બનિ એક ત્યાંય; દેવના સરખી કાયા થઇ, પ્રથમ કુંડ તાંહાં નીકળ્યો જઇ જળ જીતને નિકળો બહાર, હવે કાય દિઠી ને પાય.

જેષ્ટિકા ટોપી ને પાંહડાં સહી, ત ઠામ વળી દીઠા તહી; પ્રસન્ન થયો ઘણુ પોતે મન, પ્રભુ મુજને થયા પ્રસન્ન ટાળી ખાંપણુ સઘળી ખોડ; પોત્યા મનના સઘળા કોડ; ત્રણુના મરૂ મેરૂનો ત્રરણુ, તારી મતી છે શરણાશરણ. રાજકુવરે મન વશ કરયુ, જળમાં પાવ કદી નવ ધરૂ નવ પીવુ નવ ધોવુ વદન, એવો નિમ ધરયો રાજન, લીધી વસ્તુ સરવે હેતજ કરી, ટોપી પાછી શીરપર ધરી. વળી ત્યાંથી ચાલ્યો રાય, આનંદ તેના અંગ ન માય; અંધાર વન ભયાનક તહી, વાઘ વરૂનો પારજ નહી. અનેક જનાવર બીજા કહેવાય તે સરવે મુખ આગળથી જાય; દ્રષ્ટે જુવે સરવે રાજન કાઇના દેખે રાજાનો તન, નીરખે શઇને વનમાં જાય. એક પહાડ દીઠો તે વાર; તે ઉપર એક મેહેલ છે સહી, તેની શોભાનો પારજ નહિ ઊચો મેહેલ નવ દુરી વાસ, જાણે શોભા ચંદ્ર પ્રકાસ ચંદ્રથી શોભા અપરમપાર, ચડયા પાહાડ નવ લાગી વાર, મેહેલ મધે પડયો જઇ ધરી, ઝળકે ઠામ જાણે સુરજ શરી પશુ પખી કે માનવી નહી કોય, રાજકુવર તો અચરત હોય. સઘળે જોઇ વળ્યો સરવથા, કોઇ ભોગવનારૂ એમાં નથી સાતમે માળ ચડયો જેટલે શબ્દ એક સુણો તેટલે, જાણે વિ· નતા કરે રૂદન તે સાંભળ્યુ પોતે રાજન.

દોહરો—ધીરજ રાખીને પરવર્યો. રોતુ કોણુ આ ઠાર; જોતો જોતો પરવરયો એક દીઠી ઉત્તમ નાર. પરી આકારે રૂપ છે, ઘણુ સકોમળ અંગ પગમાં બેડી તેહને, કરે રૂદન મન ભંગ. તેની પાસે જઇ ઉભો રહયો, ટોપી ઉતારી શીશ, વિનતા પ્રત્યે બોલીયો તે વેળા તે દિશ કોણુ તણી તુ દીકરી, કોણુ તારો ભરથાર શા કારણુ પડી કેદમાં, તારી શોભાનો નહિ પાર સકોમળ કાયા તાહરી. કમળ પુષ્પ પ્રમાણ; કોણુ દુશમન તુજને દમે, બોલોને સાચી વાણુ એવા વચન

શ્રવણે સુણી, લજ્યા પામી મન; ઘુમટ તણી તે ઘડી, બોલી મુખથી વચન. તુ જાને તારે મારગે, કાંહાંથી આવ્યો આ ઠાર; માનવ રૂપ તમો કોણ છો, શુ છે તમારૂં નામ. દેવ દાનવ કે માનવી, કે છો જમના દુત માનવ રૂપ ધરી આવીયા સ્વરૂપ શોભે અદભુત. ક-મોતે મરશો તમો, એક ઘડીમાં તજસો પ્રાણ માટે જાઓ પાછા ફરી, નીશ્ચે માને વાણ. રાજકુંવર મુખ બોલીયો; તે વેળા તે સાથ; હું તો કોઇથી ડરતો નથી, નીશ્ચે માનો વાત, જક્ષ કીનરને ગાંધરવી રાક્ષસનું છેદુ શીશ; એટલી હિમત રાખુ અમો, પ્રભુ પ્રતાપે આ દીશ. તારે ગમે તો તરૂણી, તુ કર મરી ઘાત; બીજા કોઇથી બીતો નથી નીશ્ચે માનજો વાત; માટે મન મુઝાને કહો તમ તણુ જે દુઃખ પરમેશ્વર પ્રતાપથી, શાંતા પમાડીશ સુખ. ઇશ્વર આણ્યુ એ વનમાં મુજ ભુજ વચમાં શ્રી રામ; દુખ ભાગીશ સહુ તારૂણ', ફોડીશ દુશમનનો ઠામ. એવાં વચન શ્રવણે સુણી, તે વીનતા થઇ રળીઆત; હકીકત પોતા તણું કહેવા લાગી વાત, ફીરસ્તા નામે જીજીરો સઈ, ત્યાં રાજા મજકુર નામ; ગાંધર્વ નામે રાજા સહી, મારા પીતા તણો તે ભાઇ, ભત્રીજી હું તેહની, તે કાકો મારો થાય: તેના કુળનાં કલંક એક આવીયું, તે કહું તમને આંય પુત્રી તેના પેટની બકાવળી તેનું નામ; અપસરા સરવેમાં શીરોમણી તેણે કીધુ એમ કામ. મરત લોકનો એક માનવી, કોઇ સુઘડ પુરૂષ સુજાણ; આશક પડી તે રૂપરે, સોંપ્યા તન મન ધન પ્રાણ ઇચ્છા કરીને વરી કરતી ભોગ વીલાસ; તેની માતાની દ્રષ્ટીએ પડી, ચડયો તેને કાળ. તે નરને નાખી દીધો સહી સમુદ્ર કેરે માંય; પુત્રી ઘાલી કેદમાં, બેડી જડાવી પાય તેની વાત આવી મુને, હું મળવા ગઇ તે ઠાર, શીખામણ દીધી, પણ નવ માને તે નાર. દીવાની તે તહાં થઇ ગઇ નથી શુધ કાંઇ તન

તે નારનો નેહ લાગી રહયો, ભટછેટ થઇ તે મન, ઘેર પેર વીનતી ન માન્યુ એક લગાર; તે નરના વીજોગથી, તેના જશે પ્રાણુ તે ઠાર મળી ભેટી સઉને જઇ પાછી ઉડી આકાશ વેહેવામાં પાપી એક આવીયો, રાક્ષસ મારી પાસ પ્રૌઢી કાયા તેણી કરી. બાંધી મુજને તાંહે; આ ઠામે રાખી મુને, બેડી પેહેરાવી પગ માહે કુદ્રષ્ટી કરી ઘણી સમભોગનુ ઇકછે સુખ; માહારૂ મન રાજી નથી, એમ વીનતા બોલી મુખ પરમેશ્વર લાજ રાખશે, કે કરવી પડશે ઘાત. તમો માનવી રૂપ કોણુ છો, તે વીસ્તારી કહો વાત,

ચોપાઇ—એવાં વિનતાનાં સુણિ વચન દિલગીર થયુ રાજાનું મન; બંકાવળીનુ સાંભળી દુખ ઉતરી ગયું તે વેળા મુખ. આંખે આંસુ આવ્યાં તહીં હકીકત પોતાની કહિ: બંકાવળીનો આશુક હું સત કરિ માનજે તું. સાગરે મુજને કહાડયા બહાર, ભમતો આવ્યો આ ઠાર; તેની વાત વિસ્તારી તમો, તેના દુખેથી દુખ પામુ અમો જાણે જખમ ઉપર છાંટે ખાર, તેવિ ગતિ મુજને આ ઠાર; લેખ લખ્યા હશે મુજ ભાગ્ય, તો તે પછી મળશે મુજ નાર એવાં તે નરનાં સુણી વચન, પ્રસન થયુ વિનતાનું મન; રૂપ કળા ગુણ હિમત જોઇ. તે વિનતા પણ મનાં મોહિ ધન ધન હિમત તારિ જાણુ શુ કરૂ પરવશ મુજ પ્રાણુ; અહિંથી છુટું એકજ વાર, તો તો મેળવુ પાછી નાર. લાચાર છઉ પરવશ હું આજ. તો કંઇ થી સરસે તારૂ કાજ; રાજકુંવર મુખ બોલ્યો વાણુ, તારા શતરૂનો લઇ પ્રાણુ તુજને અહિંથી મુકાવું નાર સત વચન મારૂ આ ઠાર; ગઉ બ્રાહ્મણ સ્ત્રીને વારે ધાઉ ખરા ક્ષત્રિકુળનો કહેવાઉ ચાહિ મરૂ કે મારૂ આંહિ તુને મુકીને જવાનો નહિ, એક કરિ કર જેષ્ટીકા ધરિ, ધારિ બેડીમાં વેગે કરી; કટકા થઇ ગયા દશવિશ, બંધ થકી

છુટી તે દિશ; વિનતા પ્રસન્ન થઇ તે જાગ્ય ઓવારણા લઇએ લાગી પાય. ધન ધન માનવી અવતાર, તારા પ્રાક્રમનો નહિ પાર. બંધ નથી તો છુટી અહિ વળી પુઠ મુકાવેતો નહિ; પહાડ સરખી તેની કાય. તે કેમ તમથિ જીતી શકાય. રાજકુંવર બોલ્યો તે સાથ, વિનતા પ્રત્યે બોલ્યો વાત, અહિ જનાવર તે સુજાણ; હાથી તણા તે લેશે પ્રાણ. વજરના હથીયાર જે સાર, ને પહાડ ફાટી નીસરે બહાર; નાના ઉપર નવ જોશો લગાર, પાપીને મારૂ આ દાર જોહો ય. આ સમે હથીયાર, તોતો કરૂ સહી એનો સંહાર પ્રસન વીનતા મનમાં થઇ, આયુધ રાક્ષસનાં દેખાડયાં સહી; તેમાંથી એક તેને લીધ, થયુ કામ આપણું સીધ.

દોહરો—બાંધી તરવાર એક ત્યાં થકી, સાથે અપછરા નાર; બન્યો જણ સાથે નીસરયા, મહેલ થકી તે બહાર. કોશ એક ચાલ્યો ત્યાં થકી, એવે શબ્દ થયો એક પહાડ; જાણે ગરજના મેઘની, કંપવા લાગ્યું ઝાડ પાછું ફરી જોયું નહી, દોહતો આવ્યો પહાડ. નારી મન બીની ઘણુ, ધુજવા લાગ્યાં હાડ. રાજકુંવર શું ઓચરી, શા થાશે હવાલ પાછળ આવે છે દોડતો, આણશે બેઉના કાળ રાજકુંવરે જોયું પાછું ફરી, દીઠો પહાડ શરીર; હીમત રાખી ઉભા રહ્યા, તે વેળા તેણે તીર બીજી ટોપી હતી કને. તે મુકી વીનતાને શીશ, નીરભે થઇ બેસો તમો, એમ બોલ્યો તે દીસ. તુજને કો દેખે નહી, જુઓ બેસીને નાર, પરમેશ્વરને ગમતુ હશે, નીપજશે આ ડાર. એમ કહી તે નારના, સનમુખ ધાયો જાય. પાસે જઇ ઉભો રહયો, દીન બોલે આંહ અસ્યા કોણ છે તું માનવી, કેમ આવી પોતે આ ડાર; ખાતુ મારૂ તે તેડીયુ, નવ બીનો ન લગાર. સમુદર આગળ ખાબડું, મેરૂ આગળ પથર જાણ; મારે મન તેવો

સહી, પલકમાં ખોઇશ પ્રાણ પણ સ્વરૂપ જોઇ તમ તણું મને દયા આવે છે મન; આ જંગલમાં કયાંથી આવીયો, બોલને સત વચન. મરજાદા લોપી કરી, કેમ ચોરી તે નાર; તે તો આપ તું મુજને, નહી તો ભક્ષ કરૂ આ ઠાર; તારે રાજકુંવર મુખ બોલીયો, તારી પહાડ સરખી કાય; તેથી હું ડરતો નથી, નીશ્ચે માનો મન માંય અમો મરતુ લોકના માનવી, ગરૂઓના પ્રતીપાળ; મરતા લગી આપુ નહી, આણીસ તારો કાળ નમ્રગે નીલ નફ્ટ, નપુશક નર કહેવાય. મારે મન તું તેવો સહ તું નીશ્ચે માન મન માંય હસ્તી નાસે જેમ સિહ થકી તેમ નાશીશ આણે ઠામ. કડકે કડકા કરીશ, તું જોઇશ મારૂં નામ.

ચોપઇ—ત્યારે હીતને મવ ચડી છે રીસ, ગદા એક લીધી તે દીશ. ફેરવીને મારી જેટલે, રાજાએ ટોપી પહેરી તેટલે ઠામ અગોચર પેઠો જઇ, એમ હાશ બચાવ્યો નહી, હોશીયાર રાજા થયો, ઉતારી ટોપીને સનમુખ થયો, ફુલ બરાબર મહારે મન. હથી કરી એમ બોલ્યો વચત, તારે ગમે તો પાર ઉચકી પહાડ. મારે મન તો તરૂ સમાન એવાં વચન તેનાં સુણી, રીસ ચઢી રાક્ષસને ઘણી, સાંગ એક મારી વિકરાળ સમવાડો કરતી આવી તે ઠાર. તારે ટોપી શીર પર ધરી, પેઠો ગદ્દામાં વેગે કરી, વળી વીચારયું ત્યાં રાય, હીમત રાખી ગનમુખ જાય, વળી મુખથી બોલ્યો તે વાર. બળ હોય તો તારૂ દેખાડ, સુણી વચન ચઢી ઘણી રીસ, મારયો વૃક્ષ એક તેણે દીશ. તે પણ ચુકવીયો તત્કાળ, ત્યાથી પછી દોડયો બાળ, પેટ મધે ભટકયો જઇ, મારા લાકડી પગમાં સહી. ભાગી ગયા તેમ બે પાગ; જુદા થઇને રહયા તે જાગ, પ્રથ્વી ઉપર પડયો ગતી ભંગ, રાજકુંવર બોલ્યો તેની સંગ, જેમ લાકડી ભાગી પાય, તેવું શીશ

છેદીશ ત્યાંય. જીવતો આજ મેલવાનો નથી, એ વાત જાણજે સરવથા મહા પાપી તુને કહીએ આજ. પર ઓી સાથે શું છે કાજ; રાજકુંવરના સુણી વચન, ક્રોધ ચડયો રાક્ષસને મન મુખ થકી કરી પોકાર. રાક્ષસી માયા થઇ તખ્યાર; સહસ્તર રાક્ષસ નીકળીયા સહી કાળ સરીખા દાહા તહી, કોઇના હાથીના સરખી સુંઢ કોઇની કાયા મોટી પ્રૌઢ: કોઇ ખર મુખ કહેવાય;, કોઇ રૂઠ ઉભા થાય, કોઇ નાશીકા મોટી વીકરાળ કોઇનિ નાક જાણે વાંસની ડાળ, કોઇના દંત જેવા હાથી સહી. વીકરાળ વદન દીસે છે તહી. કેટલાએક દીસે છે પહાડ, પાડે બરાડા કકડાવે હાડ. એવી માયા રાક્ષસે કરી, રાજકુંવરે હીમત ધરી.

દોહરો—કહાડી તરવારને દોડીયો કોઇ નવ દેખે કાય; મારે હાથ ઉપરે, તે કકડે કકડા થાય. માયા સહુ પ્રાજે કરો પાપીનું છેદયું શીશ; ભોમીનો ભાર ઉતારીયો, તે વેળા તે દીશ. રાજકુંવર ત્યાંથી ગયો. મુરછા આવી તે કાય; અવની ઉપર જઇ પડયા, રૂપવત્યા આવી ત્યાંય; દીઠાં પરાક્રમ તેહનાં તે મનમાં પામી સુખ, ઉપરથી છેડો કાહાડીઆ, ઢોળવા લાગી વાય હાથ ફેરવ્યો તે ઉપરે, અમૃત દઇ કરી ત્યાંય; તરત બેઠો રાજા થયો વીનતા લાગી પાય. કરજોડી કરી વીનતિ, તે વેળા તે જાગ; જીવતદાન આપ્યું મને. રાખી મારી લાજ. પાપીને પ્રાજે કરી, સરીયું મારૂ કાજ. મારી ખોલનાં કરાવું ખાસડાં, રહુ તુજ ચરણ મોઝાર, તોએ ઓશીંગણ થાઉ નહી એવી વિનતી કરે અપાર; મુજથી જે બની આવશે, તે કરીશ તમારૂ કામ; બકાવળીને મળવી ચાલો મુજ સંગ આજ એવાં વચન વિનતાએ કહ્યાં, વળી જોડયા બે હાથ; વચન પ્રમાણ મારૂ કરો, ચાલો મારી સાથ, એવી વિનતી નારીએ કરી, તારે માન્યુ

મનઃ મારગ ત્યાંથી ચાલીઆ. હરખ ધરી રાજન, મુકામે પોત્યો લઇ ગઇ તે પુરમાં નારઃ દુખીયા લોક દીઠા સહુ રૂદન કરે છે અપાર, માતા પીતા કલ્પાત કરે, શોધ કરે ચોપાસ, ખોળવા કારણુ પરવ રયા. એક સહસ્ત્ર પોતાના દાસ, કોણે હરી મારી દિકરી શોધીને લાવો બાળ; શું મુખ લઇને અમો રહુ આણિથ હું મારો કાળ, એમ કલ્પાંત તહાં થઇ રહ્યું, એવામાં ગઇ તે નારઃ સાથે દિઠો માનવી, તેની શોભા અપરમપાર, માત પીતા ઘણુ હરખીયાં, જાણે અંધને આવ્યા લોચન; રૂદીયાશુ દાબી દિકરી, કયાંગઇતી મુજ તન,

ચોપાઇ—પ્રસન થયું પોતાનું મન, મુખ થકી બોલી વચન; કોણુ હરી ગયુતું તુને. પુત્રી સાચુ કેને મુને, તુજ વિજોગે તજતી પ્રાણુ, માતા પીતા બોલ્યાં મુખ વાણુ; પુત્રી કહે સુણો માતને તાત તમ આગળ સાચી કહુ છું વાત, બંકાવળીને હું મળવા ગઇ, એક દિવસ હું પાસે રહી, મળી ભેટીને પાછી ફરી, ઘણો હરખ મન માંહે ધરી. ઉડીને મારગ ચાલી જેટલે, રાક્ષસ એક આવ્યો તેટલે, મુજને ઝાલી લીધી તણીવાર, લઇ ગયો પોતાને ઠાર. બેડી પેહેરાવા મારે પાય નાંખી કાળે ગ્રહ મોજારઃ રાત દિવસ હું તો કરૂ રૂદન, દયા ન આવે પાપીને મન સાત દિવસને સાતજ રાત, ઘણું કષ્ટ વેઠયું મુજ માત; આ માનવી આવ્યો તે ઠારઃ એના પ્રરાક્રમ તણો નહિ પાર. રૂદન કરતી દીઠી જાણુ, આવી કરી મુખ બોલ્યો વાણુ; ભગની કરી બોલ્યો મુખ કોણે દીધું છે આવું દુઃખ મને આપ્યું જીવતદાન, ગણી પોતાની ભગની સમાન; એના ગુણુનો પારજ નહિ ઘણી વાત શું કરીએ અહિં જો ન માનો મારી માત; ઉત્તર દિશા તરફ એક પહાડ, સો જોજન ઇહાંથી ધાર, ત્યાં રાક્ષસ પડયા છે મરણુ, સહસ્ત્ર એક પડયા છે ધરણુ; તે સરવેને પરહરયા ત્યાં, એની

તેણી આવી છહાં. તેવાં પુત્રીનાં સુણી વચન, સરવે સમા થઇ પ્રસન; રાજકુંવરને દીધું માન, મુકયાં આગળ ફોફળ પાન. આપ્યાં દીવ્ય વસ્ત્ર શણગાર, આગતાસ્વાગતા કીધિ અપાર; મુજ પુત્રી લાવ્યા તમો ઓશીગલ થઇશું અમો અમારા ભાગ્યતણો નહિ પાર કયાંથી માણુસ આવે આઠ ઠાર; એ અપસરા આવિ દાશ, રહેવા કારણ મોહનિ પાસ પુત્રીને કહે તારો બાગ, ત્યાં રહેવાને આપો જાગ્ય; તુજથી થાય તે કર ચાકરી, જીવતદાત આપુ તે કરી આગતાસ્વાગતા એનિ કરો જોએ તો એની સાથે પરવરો.

દોહરો—જેવો બાગ ગુલબંકાવળી, તેથિ સવાયુ કામ, અદકુ, ઓછું એમાં નથિ. અચરત પામ્યો તે ઠામ. સાંભળ્યું દુઃખ પોતા તણું, ઝુરવા લાગ્યો મન; ઠરિ ઠામ તેમાં રહો, ઘેર મન કરી રાજન અપછરા એ મુખ આગળે સેવા કરે રાત દિન; વિજોગનિ વેદનાએ કરી, જુરે મનની સાથ, રૂબચ્યા પવિ કરી, દિવસમાં બે વાર: અમરત ભોજન મુખ આગળ કરિ ધીરજ આપે તે ઠામ, સ્વર્ગપુરીમાં કાગળ લખ્યો મુખ આગળ સઘળી વાત; પુત્રી આવી ઘેર આપણી ચીંતા ન કરશો ભ્રાત રાક્ષસ એક ત્યાં લઇ ગયો તેની કહાડી ભાળ; એ રીતે લખી આપીયો. કાસદને તત્કાળ તે કાગળ લઇને ચાલીઓ વાયુ રૂપને શી વાર; લઇને પોતે ત્યા જઇ, સભાની નીરધાર, કાગળ આપયો કર વીષે, વાંચ્યો તેણી વાર; વાંચીને ખુશી થયો, હરખ્યા મનમાં સાર રાણીને કહ્યું જઇ તે પણ થઇ રળીઆત મળવાને જોવું સહી એમ બોલી મુખથી વાત રજા લીધી રાજા તણી, મળવા કારણ જાય બંકાવળીએ વાત સાંભળી સહી. ત્યાં મળવા આવી માય હું પણ સાથે આવું ત્યાં મળવા રૂબચ્યાની પાસ ઉદાસી ભાગે માહરી થાએ જીવ ઉલાસ, વચન સુણી કુંવરી તણા. હરખી પોતાને મન,

બેઠી તોગ બંજાત્રીએ કહાડી પુત્રીને તે દન ગગનમારગે બેઉ ચાલીવાં દાસી સાથે દસવીસ; જંજીરા ઉપર જઈ ઠરી, પોહોર બે ચડયો દીશ ખબર થઇ તે પુર વીષે મામા ગઇ રૂબચ્યા કુમાર; કાકિને ચરણે નમી, બંકાવળી દિઠી તે વાર

ચોપાઇ—નમી બેગીને આવી પાસ, સહોદર સહુ બેઠા પાસ; પુત્રી પુછ્યા સમાચાર સંક્ષેપે કહો વિસ્તાર બંકાવળી ને રૂબચ્યા નાર પાસે બને બેઠી સાર; કાન મધે એક વાતજ કહી, તારે મારે દોસ્તી થવાની આંઇ વિજોગ છે તે સંજોગ થશે; દુઃખ દરિદ્ર તારાં જશે; કાન મધે એક વાતજ કહિ, બંકાવળિએ ચિતમાં નવ લહિ. આગતાસ્વાગતા કરી અપાર, એક દિવસ રાહ તે ઠાર; હઇડે દુખને મનમાં હસે, મન મધે ઉદાસી વસે આગતા સ્વાગતા કરી અપાર, એક દિવસ રહી તે ઠાર; બીજે દીવસે માગી રજાય, રૂબચ્યા બોલી તે ઠાર બકાવળીને મુકી જાઓ, અમો બને બેન રમીશુ આંય; એના મનના ઉદાશી જશે, મારૂ મન પણ શીતળ થશે. માટે રહેવા દોને અહિં એવી મુખથી વાણી કહી; સાત દીવસની આપી રજાય. મુકી ગઇ તેની માય, બન્યોના મનની પોતી રળી રમે જમે એક સાથે મળી; રમવા કારણ નીસર્યા બહાર, હાસ વીનોદ કરે અપાર. એક સમે બેઉ બેઠી એકાંત, બાગવા કાનણ મનની બાંત; સાંભળ બેની ચતુર સુજાણ. રૂબચ્યાં મુખથા બોલી વાણુ, એક વાતનો સંદેહ મુને, તે પુછું હું મુખથી તુને; રીસ નવ કરે તો હું કહું, નહીતો મનમાં સમજી રહું બંકાવળી કહે નવ કરૂ રીશ. શું સંદેહ કહો આ દિશઃ કેવો નર હતો કહોનિ નાર. એટલું પુછવુ છે આ ઠાર. પુરૂષ તણું ને કેવું સુખ વિસ્તારી કહો તે મુખ; એ વાતની ખબર છે તુને વિસ્તારીને કહોને મુને. બંકાવળિને ચડી છે રીસ

ક્રોધ કરી બોલી તે ત્રિશ; તેં શું મુજને લપટ ગણિ. તે મુખથી એવા બાણી ભગી નર તણી શી કરવી વાત. નથી પરણાવી આપણે તાત, રાક્ષસને ઘેર જઇને શું રહિ ભ્રષ્ટ થઇ તારિ બુદ્ધિ થઇ એમ રીસ કરીને વાણી ઓચરી; ત્યારે રૂબચ્ચા બોલી સુંદરી સેહેજ વાત પુછુછુ અમો. રીશ સાને કરો છો તમો.

દોહરો—એમ કહીને હસી પડી ફેરવી નાખી વાત, મન હરિ આપીઉ નહી વિચારયું મન સાથ. તે વાત તો ઉડાવી તહી. વિનોદ કરે અપાર; રજની વિતિ રંગમાં, ઉદે થયો પ્રાતસકાળ. દંત ધાવન કરવાને કારણે, બેઠાં બાગને માંહે; પુષ્પ વિમળ ખીલી રહી. ફરવા નીકળ્યાં ત્યાંહે રમતાં રમતાં આવીયાં જ્યાં બેઠા રાજકુમાર; ત્યાં શોભા છે અતી ઘણી, લઇ આવ તે ઠાર. પંખી નાહાના પ્રકારના, મેના પોપટ મોર, તુતી સોહા-સોહની બુલ બુલ બોલે વિકાર. શબ્દ નાહાના પ્રકારના બોલે મધુરી વાણ. રાજકુવર ભણાવે તે સમે કોકીલા શબ્દ પ્રમાણ, મધુરી વાણીએ ભણાવતો, સાંભળ્યો સામાએ સાદ, અલોકીક વાણી સાંભળી, પામી મન ઉલ્લાસ. રૂબચ્યાં મુખે ઓચરી, એક જનાવર ગુણ ભંડાર; તેની શોભાનો પારજ નથી બોલી તેને ઠાર. બંકાવળી રીઝી ઘણું, આપણથી શબ્દ વિશાળ જોવા તે જનાવરને, લાગ્યો મનમાં ખ્યાલ એવાં વચન સુણી કરી, લઇ ચાલ્યો તે ઠાર. જુવે તે મનનો માન્યો તની, બત્રિસ ગુણ ભંડાર રાજકુવર ઓળખી, બંકાવળીએ ઓળખ્યો રાય; મોહ બાણ વાગ્યાં ધરણિ ઢળી અવની કેરે માંહ્ય, ચાર ઘડીએ શાંત થઇ, ઉઠયાં બેઉ જણ ત્યાંય; હરો મુખ જોયુ તહી, આણંદ અંગ ન માય ખુશાલી વાધી અતી ઘણી, મળીયાં બન્યો સાથ; ચુંબન દેઇ કરી ચાંપી રૂદે, ભિડિ ભુજની બાથ. હરખનાં આંસુ આવીયાં,

ગયું નર નારીનું દુખ રૂબચ્યાં તે જોઇ કરિ બોલિ પોતાને મુખ.

**ચોપાઇ**—રૂબચ્યા મુખ બોલી વાણુ, સુણ બંકારળિ ચતુર સુજાણુ; તેં તો કુળને લગાડી લાજ, આ નર સાથે શું તારે કાજ કોટે વળગી બેઠી પાસ, કર બન્યો હાસ્ય વિલાસ; આતો તુને ઘટતું નથી; સત્ય માનજે મનમાં કથી. સેજ વાત પુછી તે હાશ, તે ઉપર તુજને ચડીતી રીસ, આ ઠામે તેમ તું ભષ્ઠ થઇ, ચાતુરી સઘળી તારી ગઇ. નીચુ જોઇને લજ્યા કરી, મુખ થકી વાણી ઓચરી; એ મન ભાવતાં મારો પતી, સત કરી માનજે વિનતી. પેરમેશ્વરે મેળવ્યા આજ, બોલવાઇ મારા મનની દાઝ; તેં મેળવીઓ મારો નાથ, સરવે આબરુ તારે હાથ. ત્યારે રૂબચ્યાનું ઘણું રીઝયુ મન, માંડી વાત વીગતની તે દન; એ નરની પણ ઉછ્છું દાસ; પ્રીત કરી રાખ્યો મેં પાસ જીવતદાન આપયું મુને તે સરેવે માંડી કહુ તુને, દુખની વારધા વીસ્તારી કહી, તે સુણુતામાં અચરત થઇ ભાઈ બેનની પરદી પેર તેડી લાવી હું મારે ઘેર, તારા પ્રશકથી ભમીઓ વન, તે સરવે કહ્યુ રાજન, વચન બોલી હુ મારે મુખ, હું ભાગીશ તાહાર દુઃખ; તે વચન પાળીયું આ દાર, મેળવીયાં બેઊ નરને નાર આમ કહીને બેઠી પાસ, કરે વિનોદ આણી ઉલામ; એમ કરતાં તે રજની થઇ, બન્યો બેન ઉઠીને ગઇ. પાછી ફરી તે લાવા મુકામ, બકાવલી બોલી તે ઠામ; ગયું રતન આવ્યું છે હાથ. કઇ પેરે લઇ જાશો સાથ વળી કદાપી થાશે વીઘન તો તો નીશ્ચે પડશે તન; એ નર પાખી દેહ નવ ધરૂ આપઘાત કરીને મરૂ. એમ કહીને રોઈ તે નાર, રૂબચ્યા બોલી તે ઠાર; હિમ્મત રાખીને મનમાં રહે તું, એ નરને પરણાવીશ હું એમ કહીને આપયું વચન ત્યારે ધીરજ આવી મન, ખાન પાન કીધાં અપાર, વીતી રજની તેની વાર.

દંત ધાવન સ્નાનજ કરી, રાજકુંવર પાસે પરવરી. ખાન પાન રંગને રાગ. ત્રણ જણું બેઠાં સંગાત.

દોહરા—સાત દિવસ એમ વહી ગયા, અવધ પુરી થઇ જાણુ; રૂબચ્યા મુખ્ય ઓચરી, બંકાવળી પ્રત્યે વાણુ, સ્વર્ગપુરીમાં જાઓ તમો, મળો જઇ માતને તાત; કદાપી કોઇ આવશે, વીપરોત થાશે વાત. હિમત રાખી રેહેજો તહી, જાણે મુજ પાસ; થોડા દિવશે પોહોચાડશું, તારા મનની આસ. ચાકરી કરશું એકની, થઇ રેહે-વાની દાસ; એની ચીંતા કરતી રખે માહારો પરમેશ્વર જાણુ. પકડી મોહોબતની પ્રીતશુ, નિશ્ચે માનજે વાણુ; ભરાત તાત સરખા સહી મારે મન એ આજ જો ન પરણાવું રાયને ઇશ્વર કેરી આણુ સત વચન છે માહરૂ, તારા કર મોજાર. એવાં વચન શ્રવણે સુણી, ત્યાર આણ્યો વિશ્વાસ; ઉઠી કરીને પરવરી માત પિતાની પાસ, દ્રષ્ટે દીઠી દિકરી, હસતું દિઠું મુખ; પ્રસન થઇ મનડાવિષે સમ્યા સઘળા દુઃખ, હાશ વિનોદ કરે નહીં, તેની માતા થઇ રળિયાત; રાજકુંવર મન દુઃખ ધરે, તે વિસ્તારી કહુ વાત. બંકાવળી ગઇ ત્યાં થકી પાછો થયો ઉદાસ; રાત દિવસ જુરે ઘણુ, બેઠો થઇ નિરાસ, આંખે આંસુ ધારા પડે, કર દઇ બેઠો કપાળ; રૂબચ્યા આવી તહી તે લેવા તે કાળ. અમરત વસ્તુ આગળ ધરી, દુખે ઉતારિયુ મુખ જાણે રાહુએ ઘેર્યો ચંદ્રમા, જોઇને પામી દુખ હું તને નિશ્ચે નથી દુભતી જીવથી વલ્લભ જાણુ; કેમ દિલગિર થઇ બેઠા તમો ભાઇ સાચી બોલો વાણુ એવાં વચન સુણી નારનાં બોલ્યો ચતુર સુજાણ મોહોટું દુખ વિજોગનું. જસે અમારા પ્રાણ.

ચોપાઇ—એવાં વચન રાજાનાં સુણી. રૂબચ્યાએ વાણી ભણી ફરી ફરી તમો આવો કહી, મારાથી ચાકરિ થઇ નહિ. તમારી સો

વસા કરૂ, જીવ્યું સફળ તે મારૂ કરૂ. માટે રહો તમો એક માસ પો હોચાડીશ તમ કેરી આશ હિમત મુકે કાંઇ સિધી નથી. ચતુર છો વિચારો સરવથી; માટે સ્થીર રાખોની મન, વિનતા હશી બોલી વચન એ મારૂ મિથ્યા નવ જાય. બકાવળો પરણાવિશ રાય. જીવ ગયે ના મુકું મામ, કરૂ સરવથી તમારૂ કામ, એમ કહી આપીયું વચન રાજકુવરે પાછુ વાળીયુ મન, હાશ વિનોદપર ચિત કરો. રૂભગ્યા ત્યાંથી પાછી ફરિ. જઇ પહોચી માતાની પાસ, મળી કરીને બેઠી પાસ; જાણે વાદળમાંથા ઉગ્યો સુર, ઉતરી ગયુ વિનતાનું નુર. કમળ પુષ્પ કરમાયુ જેમ, પુતરી મુખ શોભે તેમ; શું દુખ છેરે દિકરી સાચી વાત કહોને દિકરી, માતાજી કહેતાં આવે છે લાજ, કહ્યા વિના નવ સરે કાજ; રિસ નવ કરો મારી માત, તો તો કહુ માંડીને વાત. એમ કહીને ભીડીને બાથ, ત્યારે માતા બોલિ પુત્રીની સાથ; વાંક ગુનો મે બક્ષો તુને, સાચી વાત કહોને મુને, ત્યારે રૂભગ્યા બોલિ વાણ સાભળો માતા ચતુરસુજાણ, ધરમ તણો જે છે મુજ ભ્રાત. જેણે જીવતદાન આપયુ માત; રાજવંશી રઢીયાળુ રૂપ, સિરકસ્તાન તણો છે ભુપ. મહા બળીયો ચતુરસુજાણ બેન કહિ બોલે છે વાણ; બંકાવળિ આશક એ, તેના વિજોગથા તજે છે દેહ. પુત્રી કર મેં લિધો પાડ, તમ આગળ સાચુ કહુ આ ઠાર; મુજને જીવાડિ એણે માત, નહિ તો રાક્ષસ કરતો ઘાત તે ઉપકારી પામે દુખ; ધિક્કાર પડયું આ મહારૂ સુખ, ગુણ ઓશીંગલ થાઉ જાણ. તો તો જીવવું મારૂ પ્રમાણ, દિન વચન વાણી કહિ માતઃ મનમાં સમેજીને રહિ.

**દોહરો**—પુત્રી ત્યાં બોલી રહી, પછે બોલી તેની માત; પુત્રી તેં તો કહી મુને, તે વિપરીત વાત. એ કામ કઇ પેરે થશે, આપણુ અપછરા અવતાર; ઇંદ્રાસન જાવાની ગતી, દેહ રહે છે હ હાર. આ-

નવ માથે સંબંધ મહિ દ્રષ્ટે નવ જોયું વદન; અડેથી અભડાઇએ, વીચારી જોને મન. તે પરપંચનુ પુતળુ, આપણ અગ્નિ કાય; તેજ તણા અંબારથી, બળીને પ્રલે થાય: અવળી ગંગા કઇ પેરે વહે, પછમ ઉગે કેમ ભાણ; નેવના પાણી કેમ મોભે ચડે પુત્રી ચતુર શુજાણ. આળસુને ગંગા કેઇ પેરે મળે, સિહને કેમ મળે શિયાળ; શારદુલન કેમ મળે શ્વાન, વિચારી જો નતકાળ. કોટી ઉપાય એ નરકરે, પણ નવ પામે માનવી આશ; પણ જીવત દાન તુને આપીયું, તે કેમ કરીએ નિરાશ. ઉપકાર તો એણે કીધો. મુકાવી તુજને તહિ, તે પાપીને પ્રજે કર્યા, ગુણ કેમ ભુલુ મન. માટે પુત્રી માહરી; કરીશ એનું કામ, ચિંતા તજ તુ દીકરી, હું કહુ તે તુ કર, છબી ઉતારી એ નર તણી. તુ લવની મારી પાસ, તે લઇ જાઉં સરંગપુર વિખ. પીરોજશાની પાસ રાજા રાણીને રીજવું, વિચાર કરીશ ને જાગ; મારૂ ચાલશે તે જઇ કરીશ, તે એનું ભાગ્ય એવા વચન સુણી માતના પુત્રી થઇ પ્રસન્ન; ત્યાંથી પાછી ફરી ગઇ, જ્યાં બેઠો છે રાજન, કાગળ પોતે કહાડયો, લખાયો પટમાં રુપ; નખથી તે શિખા લગી, શોભે દેવ સ્વરૂપ. દેવ વસ્ત્ર શોભી રહયાં, આભુષણનો નહિ પાર; જાણે ઇંદ્ર સભાનો રાજીયો, શોભા અપરમ પાર, રૂબરૂ લાવી સહી, માતા કેરી પાસ; જોમ છબી તે નર તણી, શોભા સુરજ પ્રકાશ.

ચોપાઇ—દીઠી છબી તે હરખી મન, ઉઠી તે વેળા તે હીન, ઉઠી કરીને ચાલી તણી, સ્વર્ગપુરીમાં વેગે ગઇ, રાજા રાણીએ જાણી વાત, મળી બેઠી થઇ રળીઆત, ઇચ્છા મળવા કેરી થઇ તે કારણ હું આવી આંય. ભલે પધારયા આણે ઠામ, વિનોદ વાત કરી અપાર; દેરાણી જેઠાણી બેઠી પાસ, કરે વાત આણી ઉલાસ; હોશના આશા બોલી ત્યાં વાણ. સાંભળ વિનતા ચતુર સુજાણ. તે વીનતા બોલી

તે દીન, સાંભળ સહીયર મારી બેન; તમો કહી તે સાચી વાત. કું- વરીએ માંડયો ઉતપાત, કુળને લગાડવા બેઠી લાજ, તમ આગલ કહુછું સાચી વાત, કહે છે તે માનવીને વરૂ, નહી તો હું કુંવારી મરૂ. ગાંધર્વ સાથે પરણાવતી નથી, સમ ખાઇ સરવથી; રમવા કારણ ગઇતી બહાર, કો માનવીને નીરખી આ ઠાર તે દેખીને હરખ્યાં મન, એ નર વરવાનું એનુ મન; તેવી હઠ લઇને રહી, કુળ બોળ- વાને બેઠી બાનનુ નામ, તમ આગળ કહુછુ આ ઠામ; એવાં વચન વીનતાના સુણી, હોશનાએ એમ વાણી ભણી; તમે કહયું તે પર દ્રષ્ટાંત, ભાગી મારા મનની ભ્રાંત.

દોહરો—દયા ધરમને ચાતુરી, શેણુ લક્ષણને ગુન; ઉમેદવાર સહુથી ઘણી, સઘળી વાતનુ સુખ. હોંશીયાર સઘળી વાતમાં, કશી વાતે દીલગીર નહી મન; પરપઝુ પરમારથી, કર દાનને પુન્ય ભક્તિ ઘણી ભગવાનની, હરી કથા ઘેર ઘેર થાય; અસતરથી અળગાં રહે અધરમ માર્ગ ઉપર નવ થાય, ખાન પાન ભાતતાં, ઘેર ઘેર ઓછવ રંગ, સત્ય ધરમ પાળે સહી, આનંદ સઊને અંગ રૂપવંત પુરૂષ ઘણાં, કરૂ મુખે વખાણ; જોતાં આંખ ઠરે આપણી, વાગે મોહનાં બાણ. વળી પર સ્વારથ પાળે ઘણાં, ભકત આધીન ભગ- વાન; દયા દ્રષ્ટી સહુ ઉપર સહી, અકલ ચતુરસુજાણ. વળી અંતર જામી તેને છે સર્વ સમાન, અવર પુરુષ સરવે તજ્યાં, સમ ખાઇને બેઠી જાણ, કદાપી કોઇ નર પરણાવશે, તો તજશે પોતાનુ મન; બાળહત્યા શિર બેસશે, વળી જાશે પેટની તન; એક હાની બીજી હાંસી થાશે, વળી વિચારી જુવેને મન, એવાં વેચન શ્રવણે સુણી; વિનતા થઇ પ્રસન. તમો કહો તે ઠીજીએ, સાચી કહી તમે વાત; ત્યારે પટ પેલો કાગળ ધર્યો એ સીરકસ્તાનનો રાય. જોઇ તે નર તણી, શોભા અપરમપાર; આરાગુ કરતાં નાજુક એ સહી, કાગળ

મ[illegible] સાર, તે નર કદી અહીં આવશે, તો સઘળુ થાશે કામ; જોઇ છબી તે નર તણી. પ્રસન થઇ તે ઠામ. હોસના પ્રતે કહી, તે વીનતાએ વાત, એ નર કેઇ પેરે આવશે, કેમ થાશે રળીઆત માન્યુ મન માનવ ઉપર, તો પરણાવુ આ ઠામ, પીગળીને પાણી થઇ, કબુલ કર્યું, તે કામ. હોસનાબસ બેલી તહીં તે વેળા વે સાથ, તેવી વાત હું તમને કહું, તે સાંભળો અ વાત.

ચોપાઇ—એ નરને શોધી લાવશુ અમો, એની ચીંતા નવ કરશો તમો, સીરકસ્તાન છે એનો મુકામ, માણુસ મોકલી તેણે ઠામ મારે ઘેર તેડાવાશ રાય, નીશ્ચે માનજે મારી માય. ધોળ મંગળ ગવરાવો ગીત, હરખ આણીને પુરી પ્રીત. સામાન કરાવો તઇયાર મંડપ રચાવો અપરમપાર, સાતમે દિવસ લેઇ આપુ જાન, દેવનાઇ હોશે રાજન. લાખેણો લાવો લીજીએ, કન્યાદાન કોડે દીજીએ, માટે સાંમાન કરો તઇયાર, હું તો જાઉછું મારે દ્વાર, રજા માગીને ઉભી થઇ, સાતમે દિવસે આવશું અહીં હોંશે નાર ગઇ આ હુલાસણી તે રાણી ગઇ રાજાની પાસ. સઘળી વાત વીસ્તારી કહી, હોસના પોતાને ઘેર ગઇ. આ પટ આપ નગ્ર વીલાસ કહ્યું વરને પરણાવા બાળ. પરમેશ્વરને ઉચ્ચ નીચ ન કોય, સરવે સમાનજ તેને હોય; કુંવરી તણુ તે ભાગે દુખ, નીત નીસાસા નાખે સુખ. માટે કુંવરી પરણાવો સહી, મારૂ મન તો રાજી અહી; કન્યાદાન કોડે દીજીએ, લાખેણો લાવો લીજીએ એમ રાણી મુખ બોલી વાણુ છબી આપી કરમાં તે જાણ. સાત દિવસમાં આવુ લઇ, માટે સામાન કરોને સહી. દેવતાઇ રૂપ છે દેહ. દેખી છબી ને ઉપન્યો સ્નેહ તવ મનથી થયા રળીઆત, રાણી પ્રત્યે બોલ્યાં વાત; એ ઉપર રાજી સહુ તમે તોને પરણાવીએ અમો. પુત્રી મન આશે રળીઆત, તો ત્યાં કરૂ વીવાહની વાત; એમ કહી તેડાવી દાસ, લઇ જાઓ બંકાવળીની પાસ;

એ છબી દેખાડ જઈ તું, રાજી થાય તો પરણાવુ હું; પોચાડુ તારા મનતા રગી, એમ કહી દાસી મોકલી. અવી તે બંકાવલીની પાસ. આપી છબી પામી હુલાસ; દીઠો મન માનતો હરખ્યું મન, ધન ઘડી ને આજનો દન. કદીઆ સાથે હાંમી કરી, સખી પ્રત્યે વાણી ઓચરી; આજતો ખળીયુ મારૂં ભાગ, આશક મળ્યો આણી જાગ તુજને કંઇ અજાણ્યુ નથી, તે નર જોવા ઇચ્છા સરવથી; વચન બંકાવલીના સુણી, સમેદ પરીયે વાણી ભણી.

દોહરા—સમેદપર ઓચરી, બેહેન પોહોતી મનની આશ; તુજ પીતાએ છબી મોકલી, પ્રીતે તમારી પાસ. એને પરણાવું હેતથી, જો માને કુવરીનું મન; સભા વાશે એમ બોલીઆ, રાજા સુખે બોલ્યો વચન. મનનો માન્યો મળ્યો તુને પોહેત્યા મનની કોડ વીજોગના સંજોગ થશે, પરણશે જુગને જોડ, પ્રસન થઈ તે પ્રેમદા એ રૂબચ્યાનુ કામ; તે તણી કીરપા થકી પોતી મનની હામ એમ વીચાર મન વીખે. આનંદ મલ્યા અંગ; હશી વચન મુખ ઓચરી. સાહેલી કેરે સંગ પ્રતી ઉત્તર ત્યાં કહાવીયો, તમે પીતા હું તન, તમને ગમે તે મુજને ગમે, હરખ્યુ મારૂ મન, એક ગાય બીજી દીકરી. જ્યાં આપે ત્યાં જાય; લખ્યા લેખ કરમે સહી તે મીથ્યા નવ થાય માહારૂ મન રાજી સદિ, તમે ધરી જે વાત; એ રીતે ઇહાં કહાવીયુ. દાસી સાથે વાત સમેદરૂએ જઇ કહયું તમ પુત્રીનું રીજયું મન, એ નરને પરણાવો મુને, એમ બોલી મુખ વચન. ત્યારે રાજા રીજીઓ, ખુશાલી વાધી ઘેરે ઘેર મંડપ રચાવ્યા મોકળા, સામાન કર્યો બહુ પેર હોસેનાર ત્યાંથી ગઇ, પોતાના સ્વામીને, ચતુરાઇ થકી તે દાર સિરકસ્તાનનો રાજીઓ, આવ્યો છે આપણે ગામ; જીવતદાન આપ્યું પુત્રીને, રાક્ષસનો ફોડયો ઠામ તેના ગુણનો પારજ નથી; શું ઓશીગલ વસો શામ; એક ગુણ આપણુ કીજીએ, તો જશ વધે પુર

માંય અંકાવલી આવી અહી, તેણે દીઠું રાયનું મુખ; આસક પડી ને વરે. તજીને બેઠી સુખ. માત તાત રાજી થયા. પુત્રી રીઝ્યુ મન. પિરોશિએ તેડાવી કહ્યું. પ્રસન્ન થઇને મન. જાન લઇ આવો તમો; એવું કહ્યું મુખ ત્યાંય માટે કામ જા કીજીએ, તો સ્રવેનો જશ વાધે જુગમાંય, ગુણ ઓશીગણ થાઓ એહને, તો હરખે માહરૂં મન હસી કરી એમ બોલીયા સ્વામી સાથે વચન.

ચોપાઇ—ત્યારે મુસાફરશાહ બોલ્યા વાણ. સાંભલ રાણી ચતુરસુજાણ; નવ કેહેવિ તે કોહો શી વાત, ઇહાં ગાંધર્વ કહો માનવ જાત. દેવતાને દુર્લભ છે વસ્ત, તે માનવી કેમ ઝાલે હસ્ત; કુંવરી કેરૂ રાજી છે મન, વળી માત પીતા છે પ્રસન્ન. વળી તાહરી સંપુરણ મેહેર, કરો કામ એ રૂડીપેર, ગુણ ગાઓ તો કરો એ કાજ, ઓશીંગળ થાઓની આજ, કરવુ આપણે એવું કાજ; એવો સવાલ કરયા તે જાગ; કાશદ એક આવ્યો તેટલે બોલાવ્યા રાયને એટલે. કાગળ એક કરમા આપીયો જાણ, મુખ થકી તે બોલ્યો વાણ; પિરોશાએ મોકલ્યા આંહે, મહિ લખ્યા પ્રમાણે કરજો ત્યાંય, શ્રી જીજીરા છે ગામ, મુજફ્ફરશા રાજાનું નામ. લખિતંમ શ્રી સરગપુરી શુભ નામ, પિરોશાના ડંડવત પ્રણામ. લખિ વિનતિ એ છે સાર, બંકાવલી છે મારિ કુમાર; તેનો જાય છે કન્યાકાળ, નથી ગમતો ગાંધર્વનો બાળ ઇચ્છાવર વરે છે સહિ, એમાં આપણું કાંઇ જોર નહિ; કેહે છે માનવિ સાથે વરૂ, નહિતર દેહ પાડીને મરૂ. એવી હોડ પાડીને રહી, માટે એને શું કરીએ અહી, સિરકસ્તાન તણો જે ભુપ, તેનું પટ માહે દિઠું રૂપ. તેની ખોળ કરી લાવજો, જાન લઇ વહેલા આવજો, અહિયાં સામાન કરિએ તઇયાર. સાત દિવસમાં આવજો આ ઠાર, એવું પત્ર વાંચ્યું તે દન, મુસાફરશાનું હરખ્યુ મન; વેહેચ્યા ગોળ ધાણાને પાન. સજન તેડાવી બોલ્યા

વાણુ. તેડયો કુવરને આણિ હુલાસ મુજફ્ફરશાએ બેસાડયો પાસ ગાંધર્વ મળ્યા છે અપાર, તે સરવેમાં વધારે ભાર. એના બળ પ્રાક્રમનો પારજ નથી, સહુ રાક્ષસ મારી સરવથી; મુકાવિ મારી દિકરિ, તે ગુણુ કેમ જાઊ વિસરિ, મુજ પુત્રીને તો ભગનિ કહી. તે વચન તો લોપાએ નહિ, નહિંતો કરત તમારિ દાસ સેવા કારણુ આપત તમ પાસ, માટે બાઇ મારાનિ દિકરિ જાણુ, તેને કબુલ કરો નિરવાણુ. એમ કહિને તિલક કરયું, શીફળ સોપારિ કરમાં ધરયુ, જાણે તારા મધે જેમ શશિ, એવુ રૂપ રહ્યું છે હશિ, ગાંધર્વ સરખા ગોરાં ગાત્ર, રાજકુંવર આગળ ત્રણુ માત્ર. જોઇ કાંતિને હરખ્યું મન નરનારી સહુ થયાં પ્રસન્ન; રૂબરૂઆં ઘણિ હરખી કાય, પીઠી ચોળિ રાજાને ત્યાંય. દિવ્ય વસ્ત્ર શોભે શણગાર. નાટારંગ થયા અપાર.

દોહરો—સ્વર્ગપુરમાં ખુશાલિ થઇ રહી, ચિત્ર વીચીત્રના માંહે કામ; ચંદરવા ઘેર ઘેર જરિ તણાં, અમુલખ બિછાના સાર. રોશનાઇ ઘણિ થઇ રહિ, ઉદેકાર ઉદયોત ઠારો ઠાર; રાગ તાન તાજે ઘેર ઘર. છતરીવાળા લાગ; નરનારિ સહુ મગન છે, કરે ખુશાલી ત્યાંય ભક્ષ ભોજન ભલી ભાતનાં. અમરત વસ્તુ અહાર; નગર ભોજન નીત્યે કરે, શોભા અપરમપાર, રાજમંડપ તણી રચના કહેતાં કહિ નવ જાય; વીસકરમા બ્રહ્મા ભમે, તેથી બહુ રચનાય, રતન મણી જડાવ સહુ, લોલમ લાલ. સુવરણુ સ્થંભ શોભી રહ્યાં, શોભે પાડ પરવાળ. તકીઆ ગલેચા જડાવ માંહે, રંગ બેરંગી ઘાટ; જળહળ જોત ઝળકી રહી, નવ જાણે દિવસ કે રાત ઇંદ્રપુરી કોણુ માત્ર છે, એવી મંડપ રચનાર; પીરોજશાહ હરખીયો ઘણું, આનંદ અંગ ન માય. બંકાવળીને ખુશી ઘણી; પીઠી ચોપડી છે કાય; આભુષણુની ગણુતરી નથી, ત્યાં સો દાસી કરે રક્ષાય અપછરાને સઘળી સુંદરી સહુ ઉદેકાર ઉધાત; આભુષણુ વસ્ત્ર શોભી રહ્યાં, જાણે વિ-

જળી કેરી જ્યોત. રંગ રાગ બેઠાં કરે; બંકાવળીની પાસ હાંસવી-નોદ ને ચાતુરી, સહુ મનમાં હુલાસ. લગન દિવસ આવ્યો તહીં, મુજફ્રરશા લાવ્યા જાન; ઉતારો આપ્યો સહી. દીધાં ઝાઝાં માન રૂપવંતા હોંસ નાર બે અવર બિજી સહુ નાર; પુરૂષ પ્રતાપી પ્રાક્રમી ગાંધર્વના કુમાર. જાતની પાસે સહુ, ઉભા વરરાય; તારા મધ્યે જેમ ચંદ્રમા, તેમ શોભે કુંવરની કાય. એવું રૂપ શોભી રહ્યું, જોતામાં હરખ્યા સહુનાં મન; આંખ ટાઢી સહુની થઇ, નગરવાસી સહું જન.

ચોપાઇ—આવી બેઠાં સહુ અન્યો અન્ય ત્યાંય, આણંદ સહુને અંગ ન માય; સહું સજ્જન મહોદર મલી જોડ, પોહોચ્યા મનના કોડ, ખાન પાન કરયાં તહિં, લગન તણી વેળા તો થઈ; બંકાવળીને સણગારી તહીં, તેની ઉપમા નવ જાય કહી વાળે મોતીની લેહેર, પેહેરીને બેઠી છે ઘેર; નેત્ર અણીઆળી અંજન સાર, કંઠે આભુષણનો કહી પાર કાને ઝાલના ઝળકે જોત, જાણે ભાનુ થાય ઉધાન; લેલાટ ચાંદલો લટકે સાર. જાણે વીજળીનો ચમકાર. દંત મધે શોભે રેખાય જાણે તારા મુખ માંખ મંહ; અધુર મધે શોભે પરવાલ, નારંગી સરીખા શોભે ગાલ. કુચ ઉપર કંચુકી તંગ, તે મધે જડાવ છે નંગ; તે ઉપર છુટી છે વેણુ, જાણે મણીધર કેરી ફેણુ. વસ્ત્ર કસુંબીની શોભા દીસે અનંત, વેલીયાં વીંટી કકણુ સાર સરવ આભુષણ રતન જડાવ, કટીમેખલા શોભે કટી લંક, તેનો વાળીઓ આડો આંક. જેઓ જાણે કદલીનો છોડ તે મધે ક્ષણ નહી ખોડ; પગની પાની કુમ કુમ વરણુ, ઠમ ઠમ કરતી ધરે છે ચરણુ કલ્લાં કાંબી લંગરને હાર, તેનો નાદ થાય ઘમકાર, મદ ભરી હાથણી [illegible] સુતેનેની શોભે છે તેમ. સજ્યાં વસ્ત્ર સોળે સણગાર, સુખ રાજકે [illegible]કાર સ્વામી સ્વામી જપે છે મુખ, ક્યારે પામીશું તેનું સુ[illegible] [illegible]રને હરખ ન માય. તેની શોભા શી વરણવું આંય.

મુખ શોભે જાણે કમલ સમાન. રૂપે જાણે ઉગ્યો ભાણુ નેત્ર જાણે મોહીનીનો ફંદ, ભ્રગુટી જાણે પુનમનો ચંદ્ર કપાલ શોભે શીષ આકાર, નાશીકા જાણે છેલની ધાર; એવું રૂપ કરયું છે વશી જાણે આભમાં સૂરજ શશી. કાને કુંડળ શોભે છે લાલ, મુગટ માંહે શોભે છે લાસ; શોભા રહી છે વાંકી પાઘ શીરપેચ જડીત્ર બાંધ્યો તે જાગ્ય ફરતી મોતીના ત્યાં જુલ, શોભી રહ્યા તે માંહે ફુલ, હીરા દંત શોભે છે વિલાસ વાણી સુણવામાં આવે વહાલ. કંઠે છે મોતીની માલ, શુભ તીલક કરયું છે લાલ; જરીનો વાઘો શોભે ઉદયોત જાણે કેશરી, જોતાં આંખ સહુકોની ઠરી; ઇંદ્ર સભાનો રાય, તેથી શોભે માનવની કાય.

**દોહરો**—લગ્ન સમો થયો તહી, વરઘોડો થયો તઇયાર; સ્વાર પાળા શોભી રહ્યા, તેની શોભા અપરમપાર. દીવ્ય વસ્ત્ર શોભી રહ્યા, ઘોડે થયા અશ્વાર; બીજાં વાહન શોભી રહ્યાં કેટલો કહુ વીસ્તાર, હસ્તી ઘણા કલોલમાં, રતન જડીત્ર છે સહુ સાંજ; પગમાં તોડા સોનાના તણા. શોભી રહયા જગરાય. ધજા નેજા ઝળકી રહ્યા થાય છત્રીશે નાદ. ઢોલ ઢમકી વાગી રહ્યાં, કાને ના પડે સાદ. રૂશનાઇની શોભા કેહેવાતી નથી, અપરમપાર અપાર; મેતાબ છુટે ત્યાંથી બહુ, ઉદયોતકાર તે ઠાર. અપસરા નજર ત્યાં રહીને કરે, તેની શોભા કહી નવ જાય; મુજફરશાહ જાણે સહી; તે હરખ અંગ ન માય: જારકણી પાછળ થઇ, રૂબરુયા હોસનહાર; અવર અપછરા અતી ઘણી તેની શોભા અપરમપાર. નગરવાસી સ્વરગપુરી તણા, જોવે સધળા લોક; મુખ જુવે વરરાયનું સમ[illegible] છજાં ઝરૂખાં અટારીએ, કોઇ જાળીમાં કોઇ બહા[illegible] આપણું સહુ નીસર્યા, નાના મોટા નરનાર, ઇંદ્ર તણી સ[illegible]ગન થ સોભા કહી નવ જાય; તે જોઇ મુખ રાયનું મન [illegible] કાય કા-

મદેવથી અધીક છે. ઈંદ્ર રાજા કેણુ માત્ર, દીવ્ય વસ્ત્ર ઝળકી રહ્યા. ઘણી શોભા છે માત્ર ઘેર ઘેરને બહાર વર વખાણે છે રૂપ; ધન ધન એ માનવી, મરત લોકને ભુપ ધન ભાગ્ય બંકાવળી તણું એ નરને ઝાલસે હાથ, જનમ સફળ એને થશે, એમ કરે સહુ વાત ફેરવ્યો વરઘોડો સેહેરમાં પછે ગયા મંડપ દ્વાર, ત્યાં જઈ ઉભા રહ્યા વરત્યો જેજેકાર રાણીએ લીધો પોખીને, બેસાડયો માંહેરા માંય; અંતર પટ વચમાં ધરી, કન્યા પધરાવી ત્યાંય વેદની ધુન બ્રાહ્મણ કરે, જોશીએ સાર્યાં લગન, હસ્ત મેલાપ ત્યાં કર્યા. આણુંદ થયા સહુ મગન કુળ રીતે તો ત્યા કરી પોહોત્યા મનના કોડ- નરનારી પરણીને ઉઠીયાં, એકુ‌ જુગને જોડ.

ચોપાઇ—કુળ આચારની રીતે કરી, રાજકુંવરને કન્યા વરી; પોતી મનની આશ થયા પ્રસન આણી ઉલાસ, ફરયા મંગળ ખાધો કંસાર. જેજેકાર વરતો તે ઠાર; કન્યાદાન આપીયું તે રાય આણુંદ તેને અંગ ન માય, આપ્યા ગણી મુગતાને માલ. વાહન અશ્વ અને સુખપાલ; દીવ્ય વસ્ત્ર આભુષણ સહી, તેની શોભા નવ જાએ કહી. આપીયા મોટા મેહેલ અવાસ, સેવા કારણ આપી દાસ; અછમા બીધી નવ નાંધી સહી, કશી વાતની ઉનમત નવ રહી, વાજતે ગાજતે કર્યાં વીદાય સજજન સરવે મળવાને જાય. મેહેલમાં ઉતાર્યાં નરને નાર, રાજકુંવરને કર્યો જુહાર. મળી બેઠી સહુ ગયા મુકામ, પોતી મનડા કેરી હામ, બંકાવલી બેઠી સ્વામીની પાસ. કંઠ માંહે ઘાલીને હાથ; પ્રેમે પ્રેમ ગયો છે ત્યાં મળી, પોતી બેઊના મનની રળી. સુખ સજ્યા ઉપર સુતાં જઈ. અમુલ મોતી વીંતાયુ તહીં; ભિનતાને અભીલાખ પોત્યો કઠે વળગી સુતી પાસ, ચાર પોહોર રજની રંગ રમી વીરહની વેદના સઘળી સમી, પ્રાતઃકાળ થયો પછે બંકાવળી કહી દીધો સાદ. ઉઠો બેહેન આણી ઉલાસ; નીરભ થઇને સુતા નાર,

એમ થયા હવે મનનાં સાર એવાં વચન સુણી તે ઠાર. ઝડપ કરીને ઉઠી નાર વસ્ત્ર સજીને ઉભી થઇ. રૂબચ્ચાની પાસે ગઇ; બેઠી બેહેન તે બંને પાસ અન્યો અન્ય કરે છે હાસ.

દોહરો—રૂબચ્ચા મુખ ઓચરી, તારિ પોચી મનની આશ. સુખ સાગર મેં ભોગવ્યું. સુતી સ્વામીની પાસ, બેહેન તુજ પ્રતાપથી પોન્ચ્યા મનના કોડ; લાહાવો લાખેણો લીધો સહી સુખ ભોગવ્યું જુગતે જોડ હાસ વચન તુજને તારે બંકાવલી મુખ ઓચરી, કોઇ આશુક મશુકની થાય સુઘડ નરની સંગે ગમેતો સંદેહ મનનો જાય. અણીને સુખ સ્વામિ તણું, ઝાઝુંતથી એમાં સાર; એ વાતનો સંદેહ ભાગશે, જ્યારે તું પરણુશે નાર, એવાં વિનોદ કીધા મળી પછી માગી વીદાય માપીતાપુત્રી ત્યાં થકી, જંઝીરા ગઠ જાય. રાજા રાણીને મળ્યા, રાજકુંવરને કર્યા જુહાર;જડીત મહેલને માળીયાં. ઉમરાવતનો વાસ. વઇભવ ભોગવ્યો ભલી ભાતનો, નર નારી બેઉ પાસ કનક સીહાસન બેઠા સહા. શીરપર ચમર ઢોલાય; છતરિસે વાંજાં વાજીયાં, બિજો ઇંદ્ર સભાનો ભુપ રંગ મંડપ અતી રંગીઆમણો; તેની શોભા શી કહુ મુખ; ત્યાં અપછરા નરત કરે સહુ. લેશ માતર નહી દુખ ગાન સહું કરે તારૂણી, ઉમેદ આણીને અંગ; બંકાવળી બેસે સહિ, સ્વામી કેરે સંગ દેવાંગના સહુ દેવ તણી, તે માનવને દેશે માન; બંકાળીની દાસી છે, માટે કર ગાન. સહસ્ત્ર અપરછરા સહી, એક એકથી રૂપ અવતાર; તે સરવથા સણગાર છે બંકાવળી ગુણ ભંડાર, માટે સહું આધિન છે, સરવે રહિ છે હજુર:સુખ ભોગવે છે નર તણું, દિન દિન પામે નુર.

ચોપાઇ—ઘણા દિવસ એમ ભોગવ્યું સુખ, રાજકુંવર પછે બોલ્યો મુખ, બંકાવલી પ્રત્યે બોલ્યો વાણુ, સાંભળ વિનતા ચતુર સુજાણ.માતપીતા સહોદર જન, તેને મળવા માઠ્ મન; લાખી મનમાં ધરતી હશે દુખ, તજી બેઠી હશે સરવે સુખ, મારે વિજોગે તજસે પ્રાણ, તેની હત્યા મુજ શિર જાણ; ત્યાં પણ બાગ બગીચા મહેલ

જઇને કરશું સહેલ જો તારા મનને ગમે નાર, તો મળીએ કુટુંબ પરીવાર; એવાં સ્વામીના સુણી વચન, પરસન થયું વિનતાનું મન તમને ગમતુ હોય ભરથાર, તો વાણે જઈયે તે ઠાર; માત પિતાની જઇ માગુ રજાય, કાલે કુચ કરીશું રાય. એમ કહિને સંતોષ્યો કંથ માગી શિખ લિધો પછી પંથ: જયાં છે પોતા કેરી માત. તેની આગળ કહિ માંડિ વાત, દુખ ધરે છે મારો સામ, તેને માત પીતા મળ્યાનુ કામ, હું પણ સ્વામિની સાથે પળુ સગાં સહોદરને જઈ મળુ માટે માતાજી રજા દિજીએ. વહાણુ વાતે સિધ કિજીએ; એવાં પુત્રીનાં સુણી વચન, વરષ્યું તે નારીનું મન તેણે સ્વામિને વિનવ્યો જઇ, હકિકત પુત્રીની નહિ; જમાઈ માગે છે રજાય, આપો તો પોતાને દેશ જાય, માટે વિદાય કરો નંદને નાર, મળે જઇ કુટુંબ પરિવાર ત્યારે રાજા થયો રળિઆત રાણી પ્રત્યે બોલ્યો વાત. કાલે સવારે કરશું કામ, પહોચાડિશું પુત્રીની હામ; બંકાવળીને કહ્યું તે ઠાર કાલે વિદાય કરશુ નાર તારા બાપે કહ્યુ છે મુખ, પુત્રી કેરાં ટાળશું દુઃખ; આપીશું ગજરથને તોખાર. વિદાય કરશું રાજકુંમાર ઘણો હરખ તે મનમાં ધરિ, સ્વામિ પાસે પરવરિ; સઘળી વાત વિસ્તાર કહિ, સુખ સજ્યા ઉપર સુતી તહી પરમેશ્વરનું ધરયું ધ્યાન અમરત મેવા કિધા અહાર, હવે તેડવો રાજકુમાર.

દોહરો—પિરૂશા મન રિજીઓ, તેડાવ્યો રાજકુમાર; પાસે લેઇ બેસાડીયો, સભા મધે સાર. સરપાવ લાખોનો આપીયો, આભુશણ અદિલ; વસ્ત્ર આપ્યાં ભલિ ભાતનાં, સોભા થી કહુ અતુલ માણેક લાલ લિલમ સહિ. સુમટામણી મહા મોટ, ભરી પેટીઓ તીહાં મહી તેને શાનિ ખોટ અશ્વ આપ્યાં એકસો તહાં, પાંખળા તેનિ જાત; ગમન મારગે પરવરે, અરૂમખી પટોળી ભાત હસ્તી એક અરાવતી, અંગે શોભે શુભ સાજ; પલાણે ફરતાં

મોતિ સહિ, મધ જડિ પરવાળ વાહન બિજાં અતિ ઘણાં. તેનિ સોભાનો નહિ પાર; કવિ કહે શું વરણવુ એ રચના એ ઠાર એકસો દાસિ આપી સહી, એક એકથી અદકુ રૂપ; સો રાક્ષસ આપ્યા સાથમાં. તે સાથે બોલ્યો ભુપ. સીરકસ્તાન મુકીને આવજો. પાછા આપણે મુકામ; કુલની પ્રમાણે મુકજો, એમ બોલે ઠામ બંકાવલીને સાસરવાસો કરયો અપરમપાર અપાર; આભુસણ ભાત ભાતનાં, વીદાય કરયો તે ઠાર. નર નારિને વિદાય કરયા. સજનને મળવા જાય, મળી ભેટી પાછા ફરયાં. આણંદ અંગ ન માય. રાજા રાણી પાછા ફર્યા, મળી ભેટી તે દિશ રાજકુંવરે ત્યાંથી કુચ કરયા સસરાને નામી શીશ. વાજતે ગાજતે પરવરયા કુચ મુકામે જાય; રાક્ષસ સાથે ઝડપમાં આણંદ અંગ ન માય. થોડા દિવસમાં આવીયાં, સિરકસ્તાન મુકામ પોતીકા બાગમાં ઉતરયા, પોહોતિ મનની હામ. ખબર થઇ રાણીને તહીં. લાખી મેમુદા નાર, દુખ ગયું દિલડા તણું, તેણે સજ્યા સોળ સણગાર. આવીને ચરણે નમી, આલીંગ્રત કિધુ તે ઠાર; સુખના સાગર ઉલટયા, મળિયો રાજકુંમાર. બંકાવળા ભેઠી જઇ, તે પણ રાખી પાસ; ત્રીજી નાર હું તમ તણી, એમ કહિને જોડયા હાથ. એમ મળા ભેટી સહી. ત્રણે નાર તે ઠાર; ઇંદ્ર તણી સોભા સહિ સીધ કરે ત્રણ નાર.

**ચોપાઇ**—પછે રાજકુંવરે વિચારયું તહાં, પિનાને કાગળ લખાવો અહી; ત્રણ નારિ હું પરણ્યો આ, તે પિતા તણો પ્રતાપ. એવું મનમાં ધારયું તે વાર. ત્રણે રાણીને પુછ્યા સમાચાર, પિતા માતાને કહાવ્યું સહિ, બંકાવળીને મળવા આવો અહિ. ત્યારે રાણિ કહે સાંભળો રાજન, તમને ગમે તે કરો આ દિન; સાસુ સસરાને મળીશુ આજ, તો તે સરશે મનમાં કાજ. એવિ વાણિ સાંભળી તે તણી, કાગળ લખવા બેઠો સહિ; પોતે મન આણી ઉલાશ લખ્યો

કાગળ ચિત રાખિ પાસ સ્વત શ્રી સીરકસ્તાન ગામ, રાનજી જલદ-સંગ નામ; લખીતંગ તાંજલસુખ ગુલામ. કર જોડીને દંડ પ્રણાણ. કાગળમાં લખી છે વિનતિ, લખ્યા પ્રમાણે કરજો પ્રથ્વપતિ; તમ પ્રતાપ પામ્યો બહુ, રાક્ષસિ માયા જીત્યા સહુ. ગાંધરવી લોકને વશ કર્યા, તે સરવે તમારી દયા, અપછરા નારી પરણિ લાવ્યા, તે સાથે બાગમાં આવ્યા. તે માટે લખી મેં વિનતિ, મળવા આવજો પ્રથ્વીપતી; તમો મળશો ત્યારે થાશે સુખ, શત માનજો કહું-છું મુખ. માટે કાગળ લખી મોકલ્યો સહિ. કાશદ સાથે મોકલ્યો તહી; એનો પ્રતિ ઉત્તર લાવજો, મળવા વેહેલા આવજો.

**દોહરો**—લખિ કાગળ ને આપિયો, કાસદને તેણી વાર, સીરકસ્તાનમાં પરવરો, મારા પિતા તણો જ્યાં દુવાર. કાગળ જઇને આપજે, સભા તણો જ્યાં સાથ; બીજા હાથે જાએ નહિ, આપજો હાથો હાથ એવું કહીને મોકલ્યો, સિરકસ્તાન તેણીવાર; જઇ કરીને પોહોચીઓ, ચાર ઘડી મોઝાર. સભા ભરી બેઠા સહુ કચેરીમાં તેણી વાર; ત્યાં કાસદે જઇ કરી નમીને કરયો જુહાર માહારાજ કાપળ લાવીઓ, એમ કહીને આપ્યો હાથ, રાજાએ કાગળ જોઇ કરી, વાંચ્યો રૂદીઆ સાથ ઉકેલીને વાંચીયો, ખુશી થયો મન માંહે; ધન ધન દહાડો આજનો ઉગ્યા શોભાથી ત્યાંહે, વજીર તેડી વાણિ કહી કાગળ આવ્યો આજ; ગાંધર્વ લોકને વશ કરી, કન્યા લાવ્યો વીખ્યાત, માટે ત્યાં જાવું સહી. લાવ્યો પદમણી નાર, અપસરા સવીન તે આવ્યો, ચાલો થળવા તેડે રાજકુમાર જનાનો તઇઆર કરયો, જઇને કહ્યા સમાચાર; પછે કાસદને આપી આગના, તે ગયો બાગ મોઝાર હકીકત સહુ માંડી કહી, મળવા આવે રાજા આ દાર, પછે રાજકુંવર વસ્ત્ર ધાર્યાં, નારીએ સજ્યા શણગાર સજ થઇ બેઠાં સહુ, જુવે વાટ નીરધાર; ત્યાં જનાનો તઇયાર, થયો સજ થયો ત્યાં

રાય ત્યારે ચાર પુત્ર કહે અમે આવીએ, મળવા ભાભીને ત્યાંય રાજા કહે ચાલો સહી અકકલહીણુ સાર જુવો આ દેવકન્યા લાવીયો તમે રમ્યા ગુણકાને દ્વાર. અસ્વાર થઇને આવજો, મુજ પછવાડે રાજકુંમાર, જુવો ચતુરાઇ કુવરની, પછે કરજો યત્ન સાર.

ચોપાઈ—આવ્યા માબાપ મળવાને કાજ, મળી ભેટીને બેઠા આજ, પોતાને વિવિતિ તહિં. માબાપ માંડિ કહિ. બંકાવળિ આવિને ચરણે નમી સાસુ સસરાના મનમાં ગમી, ઘણું ખુશીથયા તેણી વાર. મસ્તક હાથ મુકયો તે વાર. સભા સહુ ત્યાં અચરત થઇ ખુશાલી સહુને વાધી તહિં; ખાનપાન કરાવ્યાં મુખવાસ. મન મધે કરી હુલાસ. પછે પીતાએ માગી રજાય, સભા સહુને કહ્યું છે ત્યાંય, ચાલો અસવારી કરો તૈયાર, બંકાવળિને આશીશ દીધી સાર, મળિ કરીને ઘેરજ ગયા રાજકુંવર તે ઠામે રહયા; એમ કરતાં ગયાં બહુ દન ત્યાર પછે શુ વીતીયુ મન. સરવે સાથે રંગે રમે, ભોજન મન ભાવતા જમે. પછે નારીને ગરભ રહયો, બંકાવળીને પુત્ર થયો. ઘણા દિવસ એમ કરતાં ગયા. રાજકુંવર ત્યાં મોટા થયાં, વરસ સાતનો થયો જેટલે, રાજ રીત સમજ્યો તેટલે. બંકાવળી ઘણુ હરખી મન, સ્વામી પ્રત્યે બોલી વચન; એનો જન્મ લખાવો અહીં રાજકુંવરે સાંભળ્યું તહિ, જોશી તેડાવી કીધું કામ, જોશી બોલ્યો તેણે ઠામ; નામ બળવંત પાડોજી તમો, લેખ પ્રમાણે કહુ છુ અમો, એવું સાંભળી થયો રળીઆત, પાડયું નામ મળી સહુ સાથ; વળી જોશી બોલ્યો તે ઠાર, રાજકુંવર પ્રત્યે નીરધાર, ઘણો ભાગ્યશાલી છે એહ, સત્ય કરીને માનજો તેહ; આવુ સાંભળ્યું જેણી વાર, હરખ્યા ઘણુ તે રાજકુમાર. તીહા ખુશી થયા જન સહુ, જોશીને ધન આપીયુ બહુ; જોશી પોતાને ઘેરજ ગયા દ્રવ્ય લેઇને સુખીયા થયા. એમ કરતાં વીત્યા બહુ દન, રાજકુંવરે વિચાર્યું મન; પુત્ર આપણો મોટો થયો હેત ધરીને બોલજ કહયો.

ત્યારે પુત્ર બોલ્યો તે વાણ્ય, સાંભળો તાતજી ચતુરસુજાણ દાદાજીને મળવાના કોડ, નમીને કરૂં કરજોડ. માટે જવા દોની તમો, ખુશી થઇએ કહું છુ અમો; ત્યારે વીચાર્યું પોતે મન, સાંભળી વચન બોલ્યા રાજન. પુત્રજી તમે કહ્યું નીરવાણ. ઇયાંદ આવ્યું જલદપુર જાણ, તેને તેડા મોકલ્યા છે દાશ. પુત્રનું મુખ જોવાને કાજ

દોહરો—રાજકુંર એમ બોલીઆ, સાંભળ બળવંત તન; જાઓ મળીને આવજો, આજથી ચોથે દન. માણસ દાદાજીનુ આવીયું તમને તેડવા કાજ તેની સાથે પરવરો, ઘોડે ચડાને આજ. ત્યાંથી પુત્ર પરવરયો ગયો સીરકસ્તાન મોઝાર; રાજ સભામાં આવી કરી, ચરણે લાગીયો તેણીવાર. ત્યારે. જલદસંગ ઘણુ રીઝીઓ, તેડયો પુત્રને પાસ ખોળામાં બેસાડી કરી ચુંમન દીધું ગાલ. પુત્ર દેખીને ઘણું હરખીયો. ઉલટ અંગ ન માય, ચતુરાઇ રીઝી ચોગણી, ખુશી થયા મન માંહ. રાજાએ વીચાર્યુ મન વીખેભાગ્ય શાળી છે એહ હવે હુ તો વરઘ થયો; વીચારી કરી પછે તેહ, વજીર તેડયો પોતાં તણો, વીચાર કરયો તે સાથ વજીરને કહ્યું મુખ થકી, એને પાટ બેસાડુ આજ; જોશી બોલાવી પુછ્યુ શુભ મહુરત નીરધાર, તે બતાવો મુજને; નીરચે કરી આ વાર, સભા ભરાઇ બેઠી સહી ઉલટ સહુને મંન ગોળા ધાણા વેંચી કરી બોલ્યો મુખે વચન; સભા સહુ જન દેખતાં રોજાએ કરયુ છે એ કામ, બળવંતને તેડી કરી, બેસાડયો તેણે ઠામ રાજયાન બેસાડયા વાગ્યાં ઢોલ નીશાન; જેજેકાર સભામાં થયો, ખુશી થયા સઉ જન, રાજા રાણીએ સાંભળ્યું હરખ્યાં ઘણાં મન માંહ. પુત્રનો પુત્ર રાજ પામીયો; આનંદ અંગ ન માય રાજ ચલાવે આનંદથી; રાજા રીઝયો મન ખબર થઇ કાકા ચારને; તે ઉદાશ થયે મન, અત છતાં રાજ એ કરે એ કોના ઘરનો ન્યાય, મુજ પીતાએ વીપરીત કરયુ એ તો શું કહેવાય, તેવું વીચારી નીશર્યા

ગયા પીતાની પાસ, ત્યાં જઇ વીનતી કરી એ શું કીધુ. નાત, ત્યારે પીતા કહે પુત્ર સુણો; તમ લાયક ન હોય રાજ, ઇકોતરસે એ થકી માટે શોપીયુ રાજનું કામ; તમો રાજ ચલાવુ શીખ્યા નથી તો શું કરીએ કામ ગુલામી ડાઘ દેવડાવીયા રમીયા જુગટું તે ઠામ; માટે મોટી એબ તમને સહી સત્ય ઉસ્યા પુરના લો તમે ખાઓ પીઓ ખુબી કરો, અલખત ભોગવો અપાર: હુકમ કરે બળવંતજી તે પ્રમાણે રહો આ વાર. એવુ કરીને મોકલ્યો પુત્ર પેલા ચાર; નાચ્યુ જેઇને તે ગયા આવ્યા પોતાને દવાર.

છપ્પો—ભુડું દેહમાં ભુખ પણ તેથી ભુડી, ભુંડુ દેવનુ કામ કલંક જે કહી, ભુંડુ અતી અનાદ. ભુડુ અસ્ત્રી દુઃખ થાય; ભુંડુ માર ઉઘાડવું ભુંડું કાસદ્ ઘણું કરવું; ભુંડાથી ભુંડું કહે રાજ ગયા તણુ

દુહો—તે ખબર ગઇ છે બાગમાં હરખ્યો ઘણું તે રાય, રાણીએ જઇને કહ્યું, તમ પુતર પામીયો રાજ બંકાવળી ઘણું રીઝીયાં બીજી રીઝ નાર; મુજ સધયરનો પુત્ર તે પામ્યો રાજ કારભાર. ઘણો હરખ તાંહાં થઇ રહયો, વધામણા ઘેર ઘેર; હવે કાગળી આપીયો રાજ પામો તેની પેર પુત્ર રાજ પીતાનું કરે. પોતે ચલાવે ઘેર બાગ બગીચા જેઈ કરી હરખે છે બહુ પેર, ખાય પીએને આનંદમાં ઓછવ થાય ઘેર ઘેર; એ વાત રહી એટલે, કહુ ચાયે ભાઇની પેર,

ચોપાઇ—ચાર જણા વીચારજ કરે, મનમાં ઘાટ પોતાનો ઘડે, ઘણી ચતુરાઇ કરે છે સહિ. પણ બળવંત સાથે ચાલે નહી. એમ થઇ ગયા બહુ દન, કાયલી થયા પોતે રાજન. આકુળ વાકુળ પોતાને મન, બોલ્યા બળવંત મુખ વચન. દાદાજી એક કહુ વીનતી, તે સાંભળાવી કાને કથી, હું બળવંત વાહાલો છુ ઘણું ન ચાલે ચાર કાકા તણું બળ મારૂં છે જાણુ. ચાર કાકાનું નવ ચાલે વાણ. ત્યારે રાજ કેમ ન સોપ્યું એહને સત કરી માની લિધો મને. આપ

અખત્યાર આપીએ, સંદેહ મનનો ભાજીએ એવી મોહોર કરી આ-પિએ સહિ બળવંત નિશ્ચીત બેઠો તહી નવ ચાલ્યું ચારનું તહિ. મનમાં સમજીને રહયા સહિ. હવે વાત એક નવિ થઇ દાદાજી મરણ પામ્યા સહિ બળવંત રાજ પોતાનું કરે, કાકાનું મનમાં નવ ધરે; ખાય પિયે ને ખુશી કરે બિજી વાત મનમાં ન ધરે એ વાત અહિ આંથી રહિ, બંકાવળી એ સાભળ્યું નહિ, તેણે બળવંતને કરાવ્યું સહિ, તમો કાકાને છેહ દેતા નહિ તમો ડાહ્યાને શું કહિયે કથા, તમને શિખામણ દેતા નથી, તમો છો ચઉદ વિદયા ગુણ જાણ, તેમાં આજુ શું કહિએ વાણ. વેદ પુરાણ કહિએ કથી, પિતા કાકામાં અતર નથી, પીતાનુ રાજ તે પુત્રજ કરે, ધરમ આપણો તેથી ફરે. એનું કાગળમાં લખ્યું છે સહિ, કાસદને મોકલ્યો તહી, જઇ કામદે કરયા પ્રણામ, કાગળ કરમાં આપો તે ટામ. વાંચી હરખ્યું અંતઃકરણ, માત પીતાના પામુ ચરણે, માતા વચન મિથ્યા નવ કરૂ, રઉરવ નરકે સાંચરૂ.

દોહરો—બળવંત બુધી આમળો, વાંચ્યો માતાનો પત્ર કાકાને ચરણે નમ્યો, આપી મોહોરનો છત્ર. અમલ પટો આપ્યો વળી આપ્યો કરનો કટાર, આજ્યામન આપ્યું વળી, દિધો બહુ મનુહાર સાહારા અમારા માત પિતાએ તેડાવીયો. અમો જઇશું અમારે ગામ ખાઓ પિયો ને ખુશિ કરો, રાખજો પિતાનું નામ. ચારે ચિતમાં હરખીઆ દિધી બહુ આશીશ, માત પિતાની ભક્તિ કરે, તેને સનમુખ શ્રી જુગાદશ પછે આગ્ના માગી સંચરયા, ઉછાટ અંગ ન માય, પ્રદક્ષણા કરિ પ્રેણમ્યો, માત પિતાને પાય રૂપ દેખી રીઝી ઘણું, કરિ એવુ શુભ કાજ, આપણે જઇએ બંકાપુરિ આપી પુત્રને રાજ, જોશી તેડયા જુગતશુ દીધાં માન, લગન લાખેણું કહો તમો રાજ તપે જેમ ભાણ ત્યારે જુગતે જોશી બોલીયા ગુરૂ ધરૂ પ્રયોગ છે સાર, સાજ બેસાડો રિઝમાં તપશે તેજ અપાર. વચન સુણી હરખ્યાં ઘણું, કિધાં

સઘળાં કાજ દાન પુન્ય કિધાં ઘણું, બલવંતને સોંપ્યુ રાજ. વિમાન બેશિ બેઉ જણા, બંકાવલી મોઝાર માનવી રૂપ મટી ગયું. પામ્યાં દેવાંશી અવતાર. સુખ ભોગવે સ્વરગનું પામ્યાસુરપદ ધામ. પ્રાક્રમ કિધાં અતિ ઘણાં, જુગમાં રહે એક નામ.

ચોપાઇ—જેણે સુખે સમરયા શ્રી રામ, જુગમાં રહે એકુ એનુ નામ, અન્નદાન કીધાં બહુ ઠામ, કરયું જેણે પરમારથનું કામ એ પામે વઇકુંઠ ધામ, જુગતે જશ વાધે પુર ગામ, જુગ જશ મનમાં જેહનો, કેહે કવી તેને જીવતો જાણવો.

દોહરો—એવાં પ્રાક્રમ જે કરે, રાખી હઇડામાં ધીર નામ રહે નવ ખંડમાં, જેવો વીક્રમ વીર. એ કથા જે સાંભળે, કરે જે પુન્યને દાન, આ લોકમા સુંખ પામશે પરલોકે બહુ માન બુધી પ્રમાણે ચા, તુરી, ધરીને મન ઉલ્લાસ, જે ગાય શીખેને સાંભળે તેનો વઇકુંઠ વાસ. શ્રોતા વક્તા સાંભળે, પોહોચે મનના કોડ, કશ કહે બોલજો જે જે શ્રી રણછોડ.



# કબીર કાવ્ય.

આમાં મહાત્મા કબીરનો દોહરાના અને તેમાં રહેલો ગુ
ઘણીજ સહેલી ભાષામાં એવા વિસ્તાર પુર્વક સમજાવ્યો છે
વાંચવાથી સૃષ્ટિ. ઇશ્વરશકતી, મૃત્યુ વિગેરે સંબધીનો ઘણો
ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે, અમે તેવા પાષાણ હૃદયવાળા માણ
પણ આ સારૂ જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે
પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથી તે વારેવારે વાંચવાની પ્રે
કરે એવો એમાં અદ્‌ભુત રસ છે આમાં સામર્થ્યઅંગ સ્મરણ
ચિંતાવનીઅંગ, જીવનમૃતકઅંગ કામઅંગ આદિ ૨૦ અંગ
અને તે એકથી એક એવા અદ્‌ભૂત છે કે તેનો ખરો ખ્યાલ
વાંચવાથીંજ થશે. સિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર
ફોટોગ્રાફીક ચિત્રો આપેલા છે. (૧) કબીરને ગુરૂનાપ્રાપ્તી (૨)
કબીરના અદ્‌ભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ
મારફત કબીરસાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પુરી
ઉપરથી મજબુત તાળુ લગાડી તે પેટીને ઉંડાં પાણીમાં દબાડી દેતી
અને બીજી બાજુએ કબીરસાહેબનું સમાધી અવસ્થામાં પાણીપર
તરવું (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતકે
કમાલશે એમ કહી સજીવન કરવું વિગેરે ચિત્રોના દેખાવો ખાસ
જોવા લાયક છે. સર્વ સાધારણોના સગવડતા ખાતર આ પુસ્તક
ગુજરાતી અક્ષરમાં છપાવ્યું છે. કાગળ ગ્લેઝ ઉંચા પાકા પુઠા
ઉપર કબીર સાહેબનો રૂપેરી વરખથી છાપેલો ફોટો, બાંધણી
મજબુત હોવા છતાં કિમત માત્ર રૂ. ૧-૧૨-૦ પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—રાયપુર દરવાજા—અમદાવાદ.**